॥ श्रीमतेरामानुजायनमः ॥

# છેલ જરાર

અને

# રાણી બુમનાની,

## રસીલી વાર્તા.

(લેખક—કસબાતી દાદુ કાસમ—ભાવનગર.)

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શ્રી લક્ષ્મીનારાયણ પુસ્તકાલયનામાલિક.
ભગવાનદાસ દેવસીભાઈ ઠક્કર.
ભાવનગર.

આવૃત્તિ પહેલી—પ્રત ૧૦૦૦


જૈન પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ.
અને
ભાવનગર—ધી "વિદ્યા વિજય" પ્રિંટીંગ પ્રેસમાં
શાહ પુરૂષોત્તમ ગીગાભાઈએ છાપી.

સંવત ૧૯૬૨. સન ૧૯૦૬.

મુલ ચાર આના.

આ બુક સને ૧૮૬૭ ના ૨૫ મા આકટ પ્રમાણે રજી-
ષ્ટર કરાવી સરકારમાં નોંધાવી પ્રસિધ્ધ કર્તાએ
સર્વે હક સ્વાધીન રાખ્યા છે માટે પરવાનગી
શીવાય કોઈ છાપશે કે છપાવશે તો
ગુનેહગાર છે.

# પ્રસ્તાવના.



છેલ જરાર અને રાણી બુમનાની વાર્તા જ્યાં જોઇએ ત્યાં મશહુર છે. જેના દોઢીયા દુહા ચોરે ચૌટે શોખીન જુવાનીઓ, અને જંગલમાં રાફડે ચડી ગોવાળીઆઓ આરડી રહ્યા છે. ડેલી ડાયરામાં ચારણ ભાટો અને બીજા વાર્તાના કહેનારા આ ( છેલ જરાર અને રાણી બુમનાની વાર્તા લડાવી રહ્યા છે, તેથી ઇતિહાસીક કહી શકાય તોપણ પુસ્તક રૂપે આજ દીન સુધી પ્રસિદ્ધીમાં આવી નથી; એ ખોટ પુરી પાડવા સારૂ, જુની વાર્તો તથા કવીતાઓ છપાવી બહાર પાડવાના શોખીન; શ્રી લક્ષ્મીનારાયણ પુસ્તકાંલયના માલિક ઠકર ભગવાનદાસ દેવસીભાઇ નીગાળાવાળાએ ઉત્કંઠા જણાવી; એથી મેં આ ચાલતી દંતકથા મારી અલ્પ મતિ પ્રમાણે જે મળી આવી તેમાં સુધારો વધારો યોગ્ય લાગ્યા પ્રમાણે કરી તેના દોઢીયા દુહા, જેમના તેમ ગોઠવ્યા છે. આ વાર્તાની પુરતી માહીતી મળી નથી. આજ દીન સૂધી જે વાર્તાના કહેનારા મળ્યાછે, તે રાણી બુમનાને દીલ્લીના બાદશાહની શાહજાદી કહે છે, એ વાત શંકા ભરેલી જણાય છે; કેમકે બાદશાહોની શાહજાદીઓના નામ કથુરા કે બુમના હોય નહીં તેમજ છેલજરાર, ઠેઓ, મૃગતમાસી, મરીયમબાઇ, કુંવરબાઇ એવાનામ પણ રજપુતોમાં હોતા નથી, તોપણ પ્રવીણ સાગર જેવા પ્રખ્યાત ગ્રંથમાં આ જોડાની પ્રેમ પ્રશંસા વર્ણવેલી છે. અને આવા નામ બલોચ, સંધી, મીયાણા, બાવર, ભાડેલા, વાઘેર અને મોલે સલામ ગરાશીઆઓમાં મળી આવેછે; અને તેઓ આના હજુ પણ કેટલાક કચ્છ જગોએ જહાં-

જીરદાર છે. એટલે અનુમાન લઇ જવાય છે કે આ વાર્તાના નાયક નાયકા, એવી જ્ઞાતીમાંના હોવા જોઇએ.

આ ઉપરના અનુમાનથી વીશેષ હકીકત હું મેળવી શકયો નથી; તેથી જુના લેખ શોધકો અને ચારણભાટો તથા બીજા વાર્તા કેહેણાઓ પાસેથી ખરી હકીકત કોઇ સદ્ગૃહસ્થ અથવા અભ્યાસકો મેળવી મોકલશે તો તેઓનો ઉપકાર માની આવતી આવૃતીમાં તે પ્રસિદ્ધ કરીશ. માટે તેવી મદદ આપવા ઉત્કંઠા ધરાવશોજી.

તા. ૪-૧-૧૯૦૬—ભાવનગર, આંબાજીના વડ નજીક. } લી. આપેક્ષિક ગ્રંથકર્તા ડી. કે. બારબર.



# છેલ જરાર

અને

# રાણી બુમનાની

## વાર્તા.

---

### દોહરો.

જગ કર્તા જાણે સહુ, જે દીનતાએ દિન જાય;
ચીંતા કર્યે શું વળે, હાડ દેહ સુકાય.

### વસંતતિલકા છંદ.

દેખી દુરે ચળકતું, જળ ઝાંઝવાનું;
પાણી પીવા મૃગ ગયું, ઝટ તે ઝરાનું;
પાસે જતાં જળ ફીટયું ન મટયું પીપાસી;
ઉદ્વેગ પામી મનતું, નહીં થાતું ઉદાસી.
હાળી સદા હૃદયના, વળી ક્ષોભ જે જે,
ટાળી વીકાર તરફેણ, તણા ગણો જે;
નીર્માણ જગનાથ, થકી થયુ તે,
ભોગો ન પ્રશ્ન કરશો, વિધી શું કર્યું તે.

## દોહરો.

બડે બડે કો દુઃખ હે, છોટેસે દુઃખ દૂર;
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ ઓર સૂર.

"કર્મ કમાઓ જોતું નથી" આપણી નવલ કથાના નાયક છેલ જરારની રાજધાની શહેર મધુમાપુરીપર પ્રબળ દળ લઈ, શત્રુ ચડી આવેલ તેને રણભુમીવીષે ખરો ક્ષત્રીવટ બતાવી, છેલ જરારના પીતાશ્રીએ સ્વર્ગ-વાસ કર્યો, અને શત્રુએ રાજય ખાલસા કર્યું.

## બેત.

ખાકકા પુતલા બના, એ ખાકકી તસવીર હે,
ખાકમે મીલ જાના હે બંદા, ખાક દાવનગીરહે.



આવી રીતે અતિ દુઃખદ અવસ્થામાં આવી પડેલ; અનાથ વિધવા રાણી કુંવરબાઇ છેલજરાર, ડેબો, અને બેન મરીયમ એવી રીતે બે પુત્ર અને એક પુત્રી લેઇ, પોતાના ભાઇ મૃગ-તમાસી જે કેશકોટનો રાજા હતો, તેની પાસે જવા નીસરી,

## દોહરા.

જે મારગે કેશરી જતાં, રજ લાગી તરણાં;
તે ખડ ઉભા સુકશે, કદિ નહીં ચરે હરણાં.
શ્રીમંત સીંવ સીધાવતાં, બેસે બેડીકાં ઊટ;
કુચ્છના રણમાં કોણ રૂલે, કપુત કરમ ફુટ.

મૃગતમાસીને, બેન કુંવરબાઇ છોકરાં સહિત ફેરાકોટ તરફ આવવાના સમાચાર મળવાથી; તે-ઓને રાજમંડળ સહીત સીમાડે જઇ મળ્યો. અને ધીરજ આપતાં બેનને કહ્યું કે—

" બેન અહી સુખેથી રહો. કોઇ જાતનો શંશય કરશો નહી. કદી હાલ દુશ્મન ફાવ્યા છે તો શું ?

દોહરો

સીંહા ભાડુ માસકા, બડકો કહે હુઠ દૂર;
બડ બીનતી કરકે કહે, કર આશ્વિન તલકસબુર;
પીપલમાન ખરનતાં, હસતી કુંપલીયાં;
અમ વીતિ તમ વીતશે, ધીરે બાપડીયા.

મૃગતમાસીએ એમ અનેક રીતિએ બેન ભાણુજોને ધીરજ દઇ, ખાસ મહેલ કાઢી આપ્યો; અને દાસ દાસીઓને તાકીદી આપી; કહ્યું કે-"બેન ભાણુજોનું કોઇ રીતે દિલ દુખાવા પામે નહીં; એવી પુરતી કાળજી રાખજો."

આવી રીતે મામા તરફની આગતા સ્વાગતા; અને દિલાસો; મળ્યાં છતાં ભાણુજોના મન પોતાના રાજ્ય લાલશાથી શાંત થયાં નહીં—

દોહરો.

કંથડો કુંજર ચડયો, કનક કડા દો હથ,
માગ્યા મુક્તા ફળ મળે, પણ ભીખને માથે ભઠ.

એવા વીચારમાં પોતાના કુંવર હોય, એમ હમેશાં ધારતી, માતા કુંવરબાઈ લવ્યા કરતીકે—

## સોરઠો.

કરી રાજ તાજ તારાજ; આજ કર્યા અણુસરા;
ધન ગતિ ગરીબ નિવાજ, મોસાળે વરતે મોઘાંતનો;

---

## દોહરો.

દીન ગણતાં માસ ગયા, વરસે આતરીયાં;
સુરત ભુલી સાયબા, હું તો નામે વીસરીયાં.

"કાળની ગતિ અજબ છે," જેમ જેમ પોતાના મામાના રાજ્ય સુખભોગમાં આનંદ પડતો ગયો, તેમ તેમ પાછળના દુઃખ વીસારે પડયા; અને છેલજરાર બાગ બગલે બગીઓમાં ફરવા લાગ્યો કોઇ વખતે રાજસભામાં જઈ રાજરીતિમાં માહિતગાર થતો; આજરોજ દેવકન્યાથી દીપાયમાન નખત્રની નાયકા રૂહેઅફજહાં મૃગ તમાસીનું નામ સાંભળી કેરાકોટ આવેલી. તેનું નાચ ગાણું સાંભળવા મૃગતમાસીએ પોતાનો ખાસ ડાયરો બોલાવ્યો હતો. તેમાં ભાઈ ડેબો અને છેલજરાર પણ હાજર હતા. નાયકા ઘુઘરા ધમકાવતી, પગ ઠમકાવા લાગી, સંગિતના સાહિત્ય જડ પદાર્થ છતાં જગતમાં ભુલેલા જનને સમજાવા લાગ્યા, તબલાં ઉપર થાપ મારતા, 'નરકેજા' 'નરકે જા' એવો શબ્દ નીકળે છે, એટલે સારંગીને ચીંતા થઇ, તેથી તે બોલી કોણ! કોણ! કોણ! તેના જવાબમાં રૂહે અફજહાંએ કળાચાતુર્યે, બેઠેલા દાયરા તરફ હાથના લટકાથી અદા કરતાં ધારો તાણ્યો. "આ-આ-આ-આ" તોપણ નાચ રાગના શોખીન, આ

સંજ્ઞાથી નહી સમજતાં મુરખ મનવાળા મોહમાં પડી જરજોબન અને ઈજતની ખુવારી કરે છે જેમકે "રાજા કોઇનો મીત્ર નહીં, જોગી કોઇનો બંધુ નહીં ભડવો કોઇનો સાળો નહીં, વેસ્યા કોઇની ઓરત નહીં."

## દોહરો.

ચંચલ નેન છીનાલકે સબસે રખે પ્રીત;
એક છોડ છતીસ કરે, સો કુતીયનકી રીત.
કુતીયન હે શો દામસે, દામ દેખ લલચાય;
ઉસકો દામ હરામકો, શો કુતીયન ઘર જાય.

પણ આ સભા માહેલા કેટલાક ગુણી જનોને વીચાર થતાં, મનોવૃતિ સનમાર્ગે ચડાવવા ચાહે છે; એટલામાં તો કોકિલ કંઠથી સૂર નીકળ્યો તે નીકળ્યોજ—ને પાછી વૃતિ ફરી.

## ગાયન.

પીયા ઊઠ જાગોરે અંધેરી ડર લાગે. ટેક.
અંધેરી ડર લાગેરે, એકલી ડર લાગે. પીયા
આંબાંકી ડાલે કોયલીયાં બોલે,
બનમાં બોલે પીયા મોરારે, એકલી ડર લાગેપી.

તેઈથા તકથાની સાથે અરીણના ઝોકામ થી જાગી જતાં ડાયરાનાં જનો વાહ ? વાહ ? એમ તાલ દઈ રહ્યા છે; એટલામાં ચંદનવાડીનો બાગવાન "ફરીયાદ ફરીયાદ" એમ બુમાટા કરતો આવ્યો. તેથી જેમ દીવાને પવન લાગવાથી હાલવાઇ જાય તેમ નાચ ગાણું તાલસુર બંધ થયા. મહારાજા સુરા

તમાસી બોલ્યા કે "રામી શાની ફરીયાદ છે" એ-ટલે બાગવાને હાથ જોડી અરજ કરી.

દોઢીયો.

સોનાં શીંગી રૂપા ખરીએરે ખરીએ
એની કોટમાં ઘુઘરમાળ—લો
રૂડો મૃગો દુર દેશનોરે દેશનો;
કરે નીત વાડીમાં રંજાડ—લો.
આજ પુર્યોછે ઝાંપો દઇનેરે દઇને;

માળીને મૃગતમાસીએ કહ્યું કે એ મૃગ જંગલી નહી પરંતુ તેની માલેકી ધરાવનાર હશે ખરો પણ

દોઢીઓ.

ગમાર પાળક તેનો ગામડુંરે ગામડું;
હશે માયા મહી મસ્તાન—લો
બાંધ્યો ખવરાવે નહીં બાજરોરે બાજરો;
કાંતો હરાયો એ છે હેવાન—લો;
આજ અંતરે એનો આણુવોરે આણુવો.

માટે ડાયરા મલો ઉઠો એ મૃગનો આજે એવી શરતે શીકાર કરવો કે જેની તરફ મૃગ નીકળે એ તેને મારી લાવે અગર મૃગને માર્યા વીના પાછો ફરશે તો હું તેનું જીવતાં સુધી મુખ જોઇશ નહીં.

મૃગતમાસીનો હુકમ થતાં નુરખાં, જમાલખાં, મીયા પેપળુપે, તેનો પુત્ર ફેફળુફે ખોંખારી બડાઈ મારવા લાગ્યા.

જમાલખાં બોલ્યા કે "મેરે બાવાને શેર કે સું-
મેસે સસલા છુડવાયા થા ઊસકા બેટામે મૃગ મા-
રકે આઊંગા બાવેકા નામ બડાઊંગા."

જાકુબમીયાએ કહ્યું જમાલખાં મેરા ઇશ્મ
નહી જાનતે હો સુનો દો બાઘ દો બાઘનીયાં હોતો
કાલે ફીકું સાંકડી શેરી કડબકા ભારા જાકુબમીયા
નામ હુમારા" હુમને ખુદબેખુદ ઉંદરડી મારિથી
ઉસ વખત હુમેરી સાસને આકે પુછાકે વારીજાઊં
મ એ હેમર હાથી કીસને ગુડડાલા. ઊસ વખત
મેને સાફ કે દીયા કે' મારા તો ખુદા ઓર ખુદા
કે રસુલને લેકીન મુમાણી જસ તો તુમારે જમા-
ઇકું ચડા હે ઊસી રોજસે હુમ તીસમારખાં કી-
લાતે હે.

આ બડકમદાર મંડળમાં એક વીરોજી કાઠી
મસકરો હતો તે જાકુબમીયાને કહેવા લાગ્યા કે-"
તમારી બહાદુરીના કાવ્ય હમે હજુ પણ હુતાસ-
ણીમાં બોલીએ છીએ તે સાંભળો."

## રામમાળા.

ઉંદરડે ઉતપાતઠી માંડી, ખાધી બળાની જાર,
મીયાંભી આવ્યા મલપતાતે, સરડ ખેંચી તરવાર;
સરડ ખેંચી તરવારતેસરડી, મીયાંને ગોરમાં લઈ
ગયા ઢરડી,
પછે સુવા મીયાંને બીબડી રાંડી ઊંદરડે—ખાધી.

એવી રીતે અરસ પરસ ફડાકા મારતા ચંદન-
વાડી નજીક પહોંચ્યા આ વાડી ખાસ મૃગતમાસી

એ રાજકાજથી પરવારી આનંદ લેવા ખાતર બનાવી હતી કે જેની ફરતું માનસરોવરને ભુલાવે તેવું આરસ પથરથી પાળ અને આરા બંધાવેલું તળાવ હતું જેમાં રાજહંશ, સારસ, બગલાં, બતકાં, જલકુકડીઓ ઉપરાંત સોનેરી, રૂપેરી અને લાલ સોનાની નથોવાળા માછલાં ફડાકાં દઇ રહ્યા હતાં જળક્રીડાને માટે અંદર હોડીઓ પણ ફરતી હતી જેમ સોનાની અંગુઠીમાં નીલમ શોભે છે તેમ આ તળાવવચ્ચે કુદરતી દેખાવથી બગીચો શોભી રહ્યો હતો.

## કવિત.

બૃક્ષ બેલી બિલાયતી કી બ્હારકયા દાદુબની;
ઔરહે અંજીર અનાર દ્રાક્ષ બેલ ડાલી.
ગુલ હજાર દાઉદી મોગરા કરેન રેન;
ચંબેલી ગુલાબ કેલ કેતકી મતવાળી.
કયારે કુવારે હોજ નહેર નિકટ મહેલ;
બુલબુલ પોપટ મેના કર રહે કીલકારી.
ગોહીલ મહારાજ ભાવસિંહજી ભાવેણા નાથ;
રહેનકી નીલમબાગ ખીલરહી હરીઆલી.

આ બગીચાને જવા આવવાનો એકજ રસ્તો તે રોકી મૃગ તમાસીના હજુરીઓ તે જણ, તોખાર, અબલખ. શીંગાળ, અરબી અને કચ્છી ઘોડા ઉપર ચડી ઉભા છે તેને મૃગ તમાસી પડકારી કહેવા લાગ્યો કે “જે આજની સરત હાર્યો તે જીંદગી હાર્યો સમજવો.” એટલે બંધાણી

બોલી ઉઠયા– " બાપા બોલોછો શું ? " શીકારે ચડવું સાંભળીને તો ખેબેને ઘોબે રેડીયો કસુંબો ચડાવ્યો છે. એ તજારાંને તમે શું સમજયા.

કવીતઃ

" મંજારી પીવે તો શ્વાનહુકે પ્રાણ લેવે;
" બકરી જો પીવે તો મારે બનરાજકુ.
" મુરખ જો પીવે તો અનાજુકી ચોટકરે;
" ગદ્ધા જો પીવે તો મારે ગજરાજકો.
" ચતુર જો પીવે તો સુંદરીસે સેજ રમે
" સુંદરજો પીવે તો ઉડાંદે કાજકો;
" કહે કવી સીવસંગ અમલકો એસોરંગ;
" ચીડીયાં જો પીવે તો ઉડમારે બાજકો.

" કાજી એ તજારો તનમાં છે ત્યાં લગી વનમાં ધીગાણુંને ધમસાર, ઈશ્વરની આણ બીચારું કાળીઆર તે કેટલેક જવાનું " એવી રીતે હોકારા પડકારા કરી રહ્યા છે ત્યાં વાડીમાંથી માળીએ મૃગને હાંકલ કરી એટલે મૃગ જેમ કમાનમાંથી તીર છુટે તેમ " ઝમ ઝમ " કરતું મૃગ તમાસી અને છેલજરાના ઘોડા વચ્ચે થઇ નીસરી ગયું એટલે છેલજરાર અને મૃગ તમાસીએ પણ મૃગની પાછળ ઘોડા દોડાવી મુકયાં અને તેની પાછળ બંધાણીઓએ પણ ઘોડા " તબડક " ફરડ ફરડ કરતાં દોડાવ્યાં મૃગ તમાસી અને છેલ જરારના ઘોડા વચ્ચે અટવાતું મૃગ તીરવેગે ભલાવેગે કટારવેગે આવતું અને પાછું છટકી જતુ જોરશેર બપોરી વેળા મહા જંગલમાં જઇ ચડયું આ વ-

ખતે મૃગ તમાસીના અંગમાંથી અમલે વિદાય-ગીરી લીધી હા. હા. હા. કરી બગાસું આવ્યું અંગ નિસ્તેજ થયું.

દોહરો.

અફીણીયાંના અંગના, નજરે નિરખો હાલ;
એ ઉપરથી જાણવું, અફીણમાં શો માલ.

મૃગ તમાસી કહેવા લાગ્યો કે- " ભાણેજ ભાણેજ આપણે તો અહેય દ્વારકા અફીણ વાના એક ડગલુંએ ભરાય એમ નથી મરીને માળવો લેવાશે નહી. મૃગ તો કાલે માર છું એમ કહી ઘોડા ઉપરથી ઉતરી ગાસીઓ પાથરી મગ્ર ત-માસી પલોઠી વાળી બેઠા પોટલીઆમાં પાણી હતું એટલે અડીઆમાંથી ખરલ કાઢી.

સોરઠો.

સોફીડાની નાર, નીત ઉઠી ઝગડા કરે;
તું તારાને વાર, મારે તો પીધે સરે.

આ જોઇ છેલજર,ર બોલ્યો કે- " મામા મા મા આપણે ડાયરાથી સરત કરી છે તે સરત હા રશું તો જગતમાં મરવા જેવું થશે " કહ્યું છે કે

કેવત

" ભાદરવે ભેંસ પુછલે નહીં; ને પુછલે તો મરે"
મરદ વેણ ઓચરે નહીં, ને ઓચરે તો પળે.

તેથી મૃગ તમાસીએ કહ્યું " ભાણેજ આપ-ણાથી કાંઇ બને તેમ નથી. ભાઇ તું શો ફીડા અમલમાં શું સમજે

દોહરો.

અમલ ઉન માયદા, સેણું હુદા સેણ;
તેને ઘડી જો વીસરાં, ફીકાં લાગે નેણ.

આવા મામાના વચન સાંભળી છેલજરાની ઘમેલ ત્રાંબા જેવી આંખો થઈ ગઇ પણ શું કરે

સાખી

વૃથા પરસ્યામાનું સુખ, વૃથા વિત પરધરનું,
વૃથા પુસ્તકે રહેલી વિદ્યા, વૃથા જીવિત નીચનરનું,
છે જન્મ બધો વૃથા; જેને શીરે પરાધીનતા

“ સમો વરતે તે સાવધાન ” સમાને અનુસરવું સુખી દઇ છેલજરારે મૃગ તમાસીને કહ્યું જે “ મામા ભલેથી અહીઆ આપ સુખે બિરાજો મારે તો મૃગને માર્યા વિના મોસાળ પક્ષનું પાણી હરામ છે ” એવું કહી ઘોડાને હાંકી મુકયો.

દોહરો

ભોંભીની ઘોડાં ભલાં ડાબા ઉપડીયાં;
કાં મૃગાનેણી માંણવા કાં વેરી વીખેરવા.

ઘોડો ગજા ઉપરાંત દોડતો હતો પણ “ મુતરવાને ખેતરવા ” એ કહેવત મુજબ ગાઉ દોઢગાવ છેલજરાર અને મૃગને છેટાવું હતું ધરતી સપાટને લીધે મૃગ નજરથી દુર નહોતું એટલે છેલજરારે ઘોડાને ચાબક મારી કહ્યું-

દોઢીયો

કાળો ઘોડો તું છો ટારડારે ટારડા;
તેતો લજવી તે જણ કેરી કુખલો;

પેલી તલપેરે મૃગો મારતેરે માર તે;
મારા મામા કેરી સનમુખ-લો.
પાછળ રાખ્યો તેં પશુ પામેરેરે પામરે.

" ખુદા પલમે ચાયસો કરે " એની કુદરતની વચમાં પડનાર પુરૂષ સ્વધર્મ ભ્રષ્ટ સજવા દીન દયાળ દીનાનાથ જગકર્તા એ આ વખતે દેવ મુની ઘોડાને વાચા દીધી એટલે તે છેલજરારને કહેવા લાગ્યો.

દોઢીયો

તાણી બાંધેરે જરવા તંગડોરે તંગડો;
અનેજરા ઢીલી મેલોને લગામ લો.
પહેલી તલપેરે મૃગલો મારજોરે મારજો;
લેજો મોજે મામાથી ઇનામ લો.
હીમત રાખોને જરવા રૂદીએરે રૂદીએ.

છેલજરારે નીચે ઉતરી તંગ ખરકાવી ફરી રાગવાળી મૃગે જંગલનીરાહ છોડી શહેર ઉડણ ગઢ તરફ દોડવા લાગ્યું આથી જરારે વિચાર્યું કે આ મૃગનો માલીક આ શહેરમાં હોવો જોઇએ. જોત જોતામાં મૃગ અને છેલરાજને ગામના પાદરમાં ભેટો થયો.

દોહરો.

હરણ ખરીદા ઉગલાં, ધરતી ક્રોડ પચાશ;
લીખ્યા ભાખ્યાના મીટે, જયાં પાસા ત્યાંપાગ.

## સોરઠો.

દોલત સંગવાળી, બેઠી હાથ બંદુક;
એક ઘાએ અચુક, રાખ્યો કેશરી રાવતા.

છેલજરાના હાથથી બીજલોટ છુટી મૃગનો બેડો પાર ઉડણગઢમાં માઝનનું જોર હોવાથી બંદુકનો અવાજ સાંભલી ગામેડુ ધોસલ, મુસલ, સાંગ સાબેલુ, લઇ માર માર કરતું રાજ પ્રાગમલ સહીત ગામના પાદરમાં ગાડરીયા પ્રવાસ માફક આવી પુગા જુવે છે તો રાજ પ્રાગમલની કુંવરી બુમનાનો પાળેલો મૃગ મરેલો પડયો છે તેની પાસે પાંચે હથીયાર બંધ અલબેલો જુવાન ઘોડે સ્વાર થઇ ઉભો છે.

## હડુલો

કુકડ બચ્ચાં લાખ, લાખે બીચારાં
સીંહ બચ્ચું એક, એકે હજારાં

આવેલા ગામેડુ છેલજરારને ભેટભેટા ન થતાં છેટા ઉભા રહી હોકારા, પડકારા, ખોખારા કરવા લાગ્યા. છેલજરાર આથી ડરે તેવો નહોતો તેથી કહેવા લાગ્યો કે “ જેને સ્ત્રીઓને રંડાવવા વિચાર હોય અને મર્યા બાદ છોકરાંઓની પરવસી કરે તેવો સરદાર હોય. તેઓ સનમુખ આવો નહીં તો જાનની સમાન લઇ ઘરે જઇ બેસો આથી રાજ પ્રાગમલના માણસોને ક્રોધ ચડયો અને છેલરાજને કહ્યું કે–

## દોઢીયો.

'મોહુર ફુટતો રૂપે માધવોરે માધવો;
ઝાઝુ રાખે જુવાનીનું જોર,-લો
મૃગ માર્યોરે હુમના બાઇનોરે બાઇનો;
છો તું અમારા રાજનો ચોર-લો.
છોટી ઉમર છોરો ચબાબલોરે બાબલો.

" છેલ જરાર કોઇથી લીધો જાય એવો નહોતો એટલે જવાબ વાળ્યો કે "તે મૃગ રાજા રૈયત કે વનવાસી વિશંભરનો હોય તો મને શું, મારી વાડીમાં ભજવાડ કરવાથી તેને માર્યો છે તમો સઘળા મારા ઉપર હુમલો કરવા ચાહોછો તે પ હેલાં ( બતાવીને ) આંબલીના થડ ઉપર ધ્યાન કરો " ( એમ કહી છેલજરારે કામડીમાં તીર ચડાવી આંબલીના થડમાં માર્યું તે તીર થડમાં પેસી ગયુ અને માત્ર ત્રણતસુ બહાર રહ્યું, ) કે જે એ તીર બહાર કાઢી લાવે તેની પાસે મારા સર્વ હથીઆર છોડી દઇશ નહી તો આ મૃગ મારા કેરા કોટના કુતરા પાસે વીખાવીશ.

ઉડણગઢના જુવાનીઆ બે પાલીના બારફાન મુછે તા ધઈ કહેવા લાગ્યા કે એનો શું ભાર છે? એમ કહી હોશ અને હીમત ભેર એક પછી એક નીરખવા લાગ્યા આખર કોઇથી તીર નીકળ્યું નહીં ત્યારે ઇશ્વરે અકલ વહેચેલ એ વખતે ચારણી લેઇને અકલ લેવા દોડેલ એ માનો એક સક્ષ બોલ્યો તીરના ઠેબા સાથે ઘોડાગાંઠ દઈ બાંધી એકી સાથે

ખેંચીએતો નહી નીકળે ને ક્યાં જશે? કારણ સામટા હાથ રળીયામણા સામટા મો અદીઠ આ યુકતી સર્વને પસંદ પડવાથી તેમ કર્યું પણ વાળદભાઇની વાવડી ચસકયા માફક થયું તીર નીસર્યું નહીં. ગાંઠ સરીજવાથી એકી સાથે બધા ગબડી પડયા

## સોરઠો.

કાલ ગઇતી કાણ, કળશીયો કુટી આવી;
આજ હસવું ને હાણ, સરૂ નાવ્યું સીંદરા.

સામાવાળાઓને ત્યાંથી ખેસવી છેલજરારે કહ્યું કે તમારાથી નહી નીસરે એમ કહી ઘોડાને કાવે નાખી જેમ માખણમાંથી મવાળો ખેંચે તેમ આંબલીના થડમાંથી તીર ખેંચી લીધું આ જોઇ ઉડણગઢના જુવાનીવા છક થઇ ગયા.

## દોહરો.

કોક ઘોડા કોક પરખડા, કોક ચંગેરી નાર;
સરજનહારે સરજીયાં, ત્રણ રત્ન સંસાર.

“ ઘરડાતો ગાડાવાળે ” એ કહેવત મુજબ આ ગામેડુ સમુદાયમાં જેના મોઢામા દાત કે દાઢનુ નામનીશાન હતું નહીં અને કેસ ધોળાં બગલાંની પાંખ જેવા માલુમ પડતા હતા એવા સો વરસની વયના લાગતા વૃદ્ધ ખખડધ્વજ જનમડળને કહેવા લાગ્યો કે “ રાજ પ્રાગમલ મારા કહ્યા પ્રમાણે કરે તો એ જુવાને હું સમજાવું ” આ વાત એક બીજાથી ચરચાતી રાજ પ્રાગમ-

લને કાને આવી એટલે એ બુઢ્ઢાને પોતાની હજુ-રમાં બોલાવ્યો ને તેની મરજી પ્રમાણે વરતવા રાજ પ્રાગમલે સતા આપી એટલે એ વૃદ્ધ છેલ-જરાર પાસે જઇ ધીરે ધીરે કહેવા લાગ્યો કે “ એ વિદેશી જુવાન મારા ઘઢપણ સામુ જોઇને મારી વાત સાંભળીશ ? ગામ હોય ત્યાં ઢેઢવાડો હોય અને વળી.

દોહરો.

“ જામે જીતની બુધ હે, ઇતનો દેત બતાય;
“ વાકો બુરો ન માનીયે, ઓર કહાંસે લાય.

ભાઈ તમારે માણસના બોલવાપર ધ્યાન આપવું નહી હું જાણું છું કે તમો દુર દેશના રહીશવાની મારી કોયલ અહી આવી ચડયા છો; તમારા દમામ ઉપરથી સદ્‌ગૃસ્થ સતાધારી હશો એમ અનુમાન થાય છે આ મૃગ ઉપર ઘા ભાવિ કર્મે થયો જણાય છે તોપણ તમો રાજ ગુન્હેગાર થયા કારણકે અમારા રાજ રાજેશ્રી ઉડણગઢના છત્રપતી પ્રાગમલજીની કુવરીશ્રી બુમના બાઇ સાહેબના પાળક મૃગનો તમે વધ કર્યો ”

દોહરો.

અલી કલીમે છુપ રહે, પાડે લકડમે સાર;
કઠણ કે સાથ કઠણ, નરમ સંગ લાચાર.

“ ડોસા, મુને તમારીસાથે આપની વૃદ્ધાવસ્થા-ના માન ખાતર વાત કરવામાં સંશય નથી કેમકે હું પણ અરબી સમુદ્રને કીનારે માતા ભવાની

જેની સદા રક્ષા કરે છે તેવા શહેર મધુમાપુરીના છત્રપતીનો પુત્ર અને કેરાકોટના ઠાકોર મૃગતમાસીનો ભાણેજ છેલજરાર છું આ આલોકમાં હું કોઇથી ડરતો નથી મરવું શુ છે તે રજપુતોને કાંઇ નથી મારા મામા મૃગતમાસીના કેરાકોટના બગીચાના ફુલ ચરનાર મૃગને જીવતો કેમ જવા દઉં” ડાસો કહેવા લાગ્યો કે “ હજુ તમારી જુવાનીના તોરની કડવી બોલી જતી નથી “ હણીઆણામાં હરીબાઇ ડાહ્યા વાલ મોટું કે ગઢીઆણું કેરાકોટ અને ઉડણગઢને એકસો પચીસ ગાઉનું છેટાવું છે છતા કેરાકોટના બગીચામાંથી ફુલ ચરી મૃગલુ ઉડણ ગઢ આવે એ અમારા માનવામાં આવતુ નથી.

કાકા આપનું કહેવું યોગ્ય છે પરંતુ તે મૃગને મેં બેસી વાગોળવા દીધું નથી તેથી ચરી ખાધેલા ફુલ હજી પેટમાં શાક્ષી આવનાર સાબીત હશે તે જોઇ ખાત્રીકરવા મૃગને ચીરાવશો એમ સાલસાઇથી છેલજરારે ડાશાને ઉતર વાળ્યો.

આ બોલ સાંભળી ગામેડુ મૃગને ખેચીલેવા દોડયા તે જોઇ છેલજરાર ક્રોધાવેશમાં આવી જઇ કેશરીસીંહ પેઠે તરાડ મારી કે—

## સોરઠો.

અધ બુડી અધ વાલ, ઉભા ધડ આપું નહીં;
મુવા પછે માલ, ગાલણ ગાડા ભરે.

‘ મૃગ લેવાને હજુ વાર છે લખત કર્યા વીના લેવા જતાં ભોડાં રડવડી પડશે તેને ચીર્યા પહેલા કેટલી એક શરતો કરવી પડશે ”

વચમાં આવી ડોસાએ શાંતતાથી કહ્યું કે રૂખ-ડની કબુલાત શું માન્ય નથી કે લખતની વાતો કરો છો ?

જરારે ઉતર દીધો કે આપણું રાજા, વાજા, વાંદરાનો ભરોશો નહી તે ગાડીના પૈડા માફક ફરી જાય.

દોહરો.

" આશા પાશા નીર્મળા, ઠગ ઠાકોર સોનાર;
" એતા જન નહી આપણા, સીંહ સરપને નાર.

ડોસાએ છેલજરારના કહેવા મુજબ લખત કરી રાજ પ્રાગમલ પાસે સહી સીકો કરાવી આપ્યાં તે નીચે મુજબ.

" છેલજરારના કહેવા મુજબ મૃગના પેટમાંથી ફુલ નીસરે તો રાજ પ્રાગમલનું શીરછેદ છેલજરાર કરે અને જો મૃગના પેટમાંથી ફુલ ન નીસરે તો છેલજરારનું શીરછેદન રાજ પ્રાગમલ કરે "

આ કરારનામું થયા બાદ પસાયતાને હુકમ કર્યો કે " ચમારને બોલાવી લાવો " એટલે પસા-યતો ચમારવાડે ગયો રૂખડા ચમારને ત્યાં ગામની બામ હોવાથી ત્રણેક વીસ કોરીનો જમાવ થએલ તેથી તેની ઓરત ઘુનકીએ ઝાલઝુમણા માટે ઝગડો મચાવ્યો હતો અબોલણાને અધઘડી થઈ નહોતી એટલામાં તો જમાદાર જઇ પહોચ્યા—

" એ રૂખડે ચલ સાલે રાજા બુલાતા હૈ "

એટલે રૂખડો ચીડવાઇ બોલ્યો કે " કાંવરે મા-બાપ ગાળ દે રાજાની સડીનો ડરસે નીકર ઢોરાને નળે હાડકાં ખોરાં કરત આ દને વારો વેઠનો ઉકડીયાનો છે "

દોહરો.

કાટે બીન કદલીના, ફુલે, અમૃત નીર લે સીંચ;
વંદેકાળ છોડે નહી, ભે બીન નમે ન નીચ.
આગળ બુદ્ધી વાણીયો, પાછળ બુદ્ધિ બ્રહ્મ;
તરત બુદ્ધિ તરકડો, ધુસ્તો મારે ધમ.

કાળી કફની પેરનાર સગા બાપની પણ શરમ રાખે નહીં મીયાભાઇએ તો ઢેઢને ચાર પાંચ ઠોસાનુ કરી નાખ્યુ એટલે રૂખડો ગભરાઇ ઘરમાં જઇ ઘર-વાળી સાથે અબોલા પણ ભાદરકાંડે ભેંસ સુઇ ભાદર કાંઠે ભેંશ સુઇ એમ બોલતો આમ તેમ ઘુમવા લાગ્યો એટલે ધુનકીએ ઘુઘરો ચડાવી કહ્યું "કોઠી વાંસે કાતુ તુથી કુણ કરે છે વાતુ " આથી રૂખડો સમજી ભાગેલ તરવારનો કટકો લઇ સીપાઇની સાથે ચાલતો થયો અને જ્યાં મ-રેલા મૃગની એક તરફ સઘળા ઉભા છે ત્યાં તેની સામેની બાજુએ સીપાઇએ રૂખડા ઢેઢને લાવી ઉભો રાખ્યો. મૃગ પાસે ઢેઢને ઉભેલો જોઇ રાજ પ્રાગ-મલે તને ચીરવાનો હુકમ કર્યો જેવું મૃગના પેટને ચીરે છે કે પેટ માંહેલા ખાધેલા ફુલ નીસરી પડયા ફુલ નીકળી ઢગલો થયાની સાથ આશ્ચર્ય સહીત ઝંખવાયા પડી ગયા અને રાજા પ્રાગમલના શરી-

રમાં કંપારો છુટયો અને મનમાં છુટવાના તર્કવિતર્ક કરવા લાગ્યો.

દોહરો.

સુમ સેળોને કાચબો, પરધર પહોળા થાય;
આપ ઘર અવસર પડે, સટ સંકેલી જાય.

અને નમૃતાઇથી છેલજરારને કહ્યું કે " આપે આ આશ્ચર્યની વાત કરી દેખાડી કોઇને આભગાભની ખબર પડી હોય એવું સ્વપ્નુ પણ આવ્યું સાંભળ્યું નથી "

છેલજરારે દ્રઢતાથી ઉત્તર આપતાં કહ્યું કે "હાજી આડી વાત કાઢી અવસર ચુકવાનું કારણ નથી. કેમ ચાવીએ કોયલા, ને મુખ ચાવ્યા પાન વચન પાળક થવામાંજ માણસનું માણસપણું છે "

છેલજરારના આવા બોલ સાંભળી રાજપ્રાગમલે વીનતી કરી કે—

દોહરો.

મન મરે માયા મરે, મરફીટ જાય શરીર;
આશા તૃષ્ણા ના મિટે, કહે ગયે શ્વાસ કબીર.

માટે અમર આશાબ્ધિમાં તણાતો રહેવા દેવા જો આપની મરજી હોય તો મારા પ્રાણુર્પણ બદલે મારી વ્હાલી કથુરા અને ભુમંના નામે બે કુંવરીઓ છે તેમાંથી જે આપને એક યોગ લાગે તે સ્વીકારી પ્રાણદાન આપી ઉપકાર્ય કરશો.

દોહરો.

નામ રહંદા ઠાકરાં, નાણા નહી રહંદ;
કીર્તિ હુંદા કોટડા, પાડયા નહી પડંદ.

જો આજ્ઞા હોય તો કુંવરીઓને હાજર કરૂં?

છેલજરારે કહ્યું કે આપનાં કહેવાને હું યોગ્ય સમજુ છું ને હું પણ લાખોના પાલનહારના પ્રાણ લેવા ચહાતો નથી. પરંતુ એ રાજકન્યાઓ જોયા વિના કબુલ કરી શકાય નહી.

આ માગણી રાજ્ય રીતિથી ઉલટી છે. પણ

દોહરો.

પડી ગરજ મન ઓર હે, સરી ગરજ મન ઓર;
ઉદેરાજ કહે મનખકો, ચીત રહે ન એક ઠોર.

સોરઠો.

મતલબની મનવાર, જગત જમાડે ચુરમું;
બીન મતલબે કોઇ, રાબ ન પીરસે રાજીયા.

ગરજને અકલ હોતી નથી તે પ્રમાણે રાજ પ્રાગમલે માગણી કબુલ રાખી એટલે જય જય કરતું સર્વે જનમંડળ પુરમાં પરવર્યું.





જનમંડળથી જુદા પડી રાજ પ્રાગમલ તથા છેલજરાર દરબારગઢની ડેલીનાં ઝરૂખામાં આવી બીરાજયા રાજ રીવાજ મુજબ બેવડી કનાતો

નંખાણી અને જેમ સીંહલદ્વીપની હાથણીઓ મલપતી ચાલે છે તેમ નાની ભુમના તથા મોટી કથુરા રાજગઢમાં આરસ ફરસ બીછાવેલા ચોકમાં આવી સૌ સાહેલીઓ તથા દાસીઓ વચે જેમ નભમંડળમાં તારાગણમાં ચંદ્ર શોભે તેમ બંને ઉભી રહીઓ કે તુર્ત દરબારી ખીચડા ખાઇ મસ્ત બનેલી વડારણોએ ઢોલક ઉપર હીંચની થાપ મારતાંજ કોકીલ કંઠવાળી ભુમના અને કથુરા પ્રમુખ પણે ગવરાવવા લાગીઓ.

## રાસડો.

" મોર બોલે મોહનજીના રાજરે, નીદ્રા નાવીરે;
" ઓધાએથી અડધીએ આજરે, એકલી આવીરે·ટેક
" મારો હર્ષ પ્રોવેલ પ્રેમહારરે; અધવચ તુટયો રે;
" તમ માત્ર જે નંદકુમારરે, ખુટલ ખુટયો રે મો૦
" હું તો જાઉછું વનરાવન રે, ફુલડાં લેવા રે;
" કુડા કપટી જે કુબજાનાકાંન્તરે, તેનેકાંઇ કહેવારે મો.
" હું જઇ કહીશ કે જો મુજવીરરે, વીરહની પીડારે;
" બ્રજકુમારીથી ધરી રોશરે, કરો અહીં ક્રીડારે મો૦

## દોહરો.

ઉડણગઢની ગોરીયુ, ગોંખે કાઢે ગાત્ર;
મુનીના મન ડગમગે, માનવી કોણ માત્ર.

રાસડામાં રમતી કન્યા તરફ જોતાં છેલજરા-રને રાજ પ્રાગમલે કહ્યું કે પરોણાજી મારી કુળ-મર્યાદા છોડી આ સૌ ગોઠવણ કરી છે માટે આપે વીવેક શરમને જરા દુર કરી આપને જે બે કન્યા

માં યોગ્ય લાગે તેની સાથે લગ્ન કરી આપવા ખુશી છું.

આ બોલથી છેલજરાર દીલમાં ખુશી થતા શરમાએલ ઢળક તે નેણે કુંવરીઓને નીરખે છે તો

કવિત.

" દોનું એ ત્રીયા હે, જોબનકી ભરીયા,
" કયા તીરછી નજરીયાં, મનોજ મદ ભરીયા
" વોહી સુંદરયાંને, ઓઢી ચુંદરીયાં;
" મેરા મન હરીયા, કરકે કુચ્છ કીયા.
" નહી ઓર નગરીયાં, એહી તુલ્ય ગુજરીયાં;
" ઓતો ગગન ઉતરીયાં, હે બેસ્તકી પરીયાં.
" ઉન સંગે સેજરીયાં પે, રેન ગુજરીયાં તો;
" અરીપાં શો પરીયાં, બડ ભાગી સાવરીયાં.

ચંદ્રમાં જેમ કુદરતી કાળાશ હોય છે અને ઉપરથી વાદળાં છવાયાથી ચંદ્ર તેજહીણ દીસે છે તેમ બુમના કુવરીની આંખો આવવાથી અને પોતાના રમતના મૃગના મરણના શોકથી મુખ-ચંદ્ર આ વખતે ઝાંખુ લાગતું હતું તોપણ.

સોરઠો.

આચુ ઉમાણા, કઇક કુનાઇ જેડીયું;
પણ નખશીખ નેણા, કિંઈક ચંગેરી બુમના

દોહરો.

સ્વર્ગ પાતાળ મૃત્યુ વીષે, સહુ દારાથી સર,
મનહરણીનું મુખડું, દેશ દીપક દીન કર.

એવી બુમનાને છોડી છેલજરારે કથુરાને પર-ણવાની હોશ બતાવી તેથી રાજ પ્રાગમલે "તુર્ત-દાનને મહાપુણ્ય" કરી આપવા તેજ વખતે રાજ ગોર ભોળાભટને બોલાવી કળશીઆની ચોરી બાંધી શાસ્ત્ર વીધીએ ચાર ફેરા ફેરવી આપ્યા.

રાજરીવાજ મુજબ તેજરાત્રે છેલજરાર કથુ-રાને મહોલ જવા નીસર્યો. કથુરાની પાસે જતાં રસ્તામાં બુમનાનો મહોલ ઓળંગીને જવાનું હતું એટલે બુમના પોતાની આંખો દુઃખે છે છતાં જેમ નવીન કાંઇ જોવાનું સહેજ મન થાય છે તેમ છેલજરારને નીરખવા બેઠલ બુમના જેવો તેને ત્યાં થઇને જતો જોયો કે—

ગજલ.

" કમાઅબરૂને એક, તીર નીજારા મારા;
લગતે હી જીગર, હો ગયા પારા પારા "

અને અંતરમાં પ્રેમ ઉભરો આવી જતાં મનમાં બોલી—

સોરઠો.

" આવતડા અચરજ, જતાં કરી તું જાણીયો;
" વીશે મારા વરત, ખોટા કર્યા તેં ખલકમાં.

દોહરો.

" જરાર વગર જગતમાં, અવર તાતનેભ્રાત;
" ગવરી આ વર વરાવજો, પુજીશ નીત પરભાત

વાલમને આવવાની વાર થવાથી કથુરા રાહ જોતી જોતી ઢોલીયામાં ઢળી પડી છે એટલામાં

દાદર ઉપર માણસ ચડવાનો અવાજ થતાં દાશી મંજુઘોસાએ વીચાર્યું કે " આતો ઠાકોર પધાર્યા અને બાઈતો સુઇ ગયા છે " તેથી જોયા. જેવી થઇ કેમકે આવી રીતે સુતેલ ભાળસે તો તેમની સુઘડતા સંતાઇ અપજશ વધશે તેથી તેણે કથુરાના પગનો અંગુઠો ઝાલી.

દોઢીયો

" આલી ઉંઘે છે કાંતુ, આવડીરે આધડી;
" તું તો તારી નીંદરડીને, હઠાડ—લો.
" સુવા આવે છે તારો, સાયબો રે સાયબો;
" એ તો તુને નધરોળ કેશે, નાર. લો
" મેડીએ આવે છે જરવો મલપતોરે મલપતો;

આથી કથુરા એકદમ ગભરાઇ ઉઠી હાંફળી ફાંફળી થઇ દાશીને કહેવા લાગી—

દોઢાઓ.

" મંજુઘોસા બાની, બેનડી રે બેનડી;
" નથી તુંથી વાલેરો, ભરથાર.—લો
" આવતા હેમરને જરા રોકનેરે રોકને
" જરા જુગતેથી જઇને દ્વાર—લો
" જરવો જાણે ન જરા, ભેદને રે ભેદને. "

" દાસે આજ્ઞાવત અનુસરવું " એ શાસ્ત્રનો લેખ છે. તેથી લાચાર થઇ શાણી અને સુઘડ રાજમાં કેળવાએલી દાશી મંજુઘોસા છેલજરાજની સામે જઇ વીનયથી બોલી."

## દોઢીયો

અંધોળ કરે છે માઢું મેડીએરે મેડીએ;
તંમ ભેટવાનું તેને, તાન—લો
કંચવો ઓઢયો ને પેરે કાંચળીરે કાંચળી;
એટલી રાખો અમારી આન લો
વારી જરવાજી લઉ વારણારે ઓવારણા;

"મોરના ઇંડામાં ચીતરવું હોય નહી" છેલજંરાર ચોદ વીદ્યા ગુણ જાણ હતો તે પોતાના મનમાં સમજી ગયો કે "આ બધી ચતુર દાશીની બનાવટ છે તેથી પોતાના ધીર અને ગંભીર સ્વભાવને લઇને ખરો ભેદ પોતે પણ ગુપ્ત રાખી જેમ" સાસુને કહી વહુને સંભળાવે તેમ મંજુ-ષાસાને કહેવા લાગ્યો."

## દોઢીયો.

"સગા કુંટુબ તેના સૌ જીવે રે સૌ જીવે
"નથી આવી મોસાળમાંથી વાત—લો
"અસુરાં સ્નાન, રાણી શીદ કરે રે શીદ કરે;
"એતો અમને અંતર ઉતપાત—લો
"કે સુંદરી સુતાં છે સમી સાંજનારે સાંજના.

આમ દાશીને જવાબ દેતો છેલજરાર દાદરો પુરો ચડે છે એટલે કથુરા પોતાના વીખરાએલા વાળ હાથથી સમા કરતી ઘુંઘટો કાઢી સામે આવી એક તરફ ઉભી રહી તાજમ કરતાં કહ્યું કે "ઠાકોર પધારો"

છેલજરાર છત્રીપલંગપર બેઠો અને કથુરાએ જરીના બુટાદાર પાપલીનનો સાળુ ઓઢયો હતો તેથી શરીરના દરેક ભાગ ખુલી રીતે દેખાતા હતા એટલે સંબોધીને કહ્યું "ઠકરાણા ઓરાં આવો પતિની લાજ જગતને દેખાડવા સારૂજ હોય છે"

"ના હું તો ત્યાં નહી આવું અહીઆજ ઠીક છે" એમ ઘુંઘટમાંથીજ કથુરાએ જવાબ દીધો. આવી રીતે હાનાની રગઝક્કમાં છેલજરાર પલંગપરથી નીચે ઉતરી બોલ્યો "અફીણ ત્રીયામીજમાનકો તાકો પડયો સ્વભાવ" ( ઘુંઘટ ઉઘાડવાની મહેનત કરતાં કરતાં )

દોઢીયો.

"ઘુઘટ ખોલોને તમે, ગોરીયાંરે ગોરીયાં;
"રઢીઆળી અમારી ન હોય લાજ—લો
"નથી અજાણી રાજ રીતડીરે રીતડી;
"તુથી અધીકું તક્ષને તાજે—લો
"શરમ તજીને બોલો સુંદરીરે સુંદરી;

"જમાઇને ઘરે ઘોડા અને સાસુને હણહણાટ" "અને વળી સ્ત્રીની મતિ પાનીએ" તેથી પીતાજીની સમૃદ્ધિમાં મસ્ત બનેલી વીણ વીચારે કથુરા કંથને કહેવા લાગી—

દોઢીયો.

"ભેર વાગેરે છપન લખ પરેરે લખપરે;
"નથી ધામધરાનો પાર—લો

" રાજ માંગણુ અમને શું ધારીયારે ધારીયાં
" અધિક એથી શું અમને દેનાર—લો
" બોહ્યે જાણુ છું તમે બાવરારે બાવરા

દોહરો.

ગીર મોરા સર દાદુરા અમૃ ફળ ન ચુઆ
હેતુરો કુવચનને, જન્મ ભેદમ, એતા ભુલે મુંઆ

છેલજરાર આવા કથુરાના વચનથી પ્રેમમાં પરાજીત થએલ મને બોલ્યો કે " હું આપત તુને પ્રેમ પણ તારા પાસે પ્રેમ રાખવાનું પાત્ર નથી.

દોઢીયો

" ગોલી બોલીરે ગોલી પેટનીરે પેટની;
" કડવા વચન કલેજામાં તીર-લો.
" માથા સાટે તમને મેળવ્યારે મેળવ્યા;
" કેમ પડતા મુકીશું પીયર-લો.
" ગોરાં આવોને કરીએ ગોઠડીરે ગોઠડી;

દોહરો

" ઉજળવાયો ખાખરો, લાડકવાઇ ધી,
" બૈયર જેને પુછીણે; માઠા તેના દિ.

આ વચન માયાના ગર્વમાં મોટી થએલ કથુરાના ઉધત સ્વભાવને રૂચ્યા ન હોય એમાં તેના શરીર ઉપરના શેઢાડીના પીછા માફક ઉભા થયેલા રોમ તથા આંખોની ઢેલડીયો ચડાવ્યાથી જણાય આવ્યુ એટલે છેલજરાર ગુસામાં નીચે ઉતરી આવ્યો.

છેલજરારને આવી રીતે ઘડી પણ ત્યાં ( કથુ-

રાપાસે ) રોકાએલો જાણ્યો નહી તેથી દાસી મંજુ-
ભાસા તુર્ત ઊપર મેડીએ આવી રોશમાં બેઠેલી
કશુરાને કહ્યું

## સોરઠો.

એસી કરી નહીં વાત, અરસ પરસ આનંદની
રૂષણે વીતાવી રાત આલી અણુ સમજમાં.

છેલજરાર સીધો ઘોડારમાંજ ગયો અને પો-
તાનો ઘોડો તૈયાર કરી એક પટાવાળા સાથે રાજ-
પ્રાગમલને ખબર મોકલ્યા ત્યાં તુર્ત બુમનાની
દાશી લવીંગાએ આવી કાગળ આપ્યો તે તેણે
રોશમાં હોવાથી ખીસામાં મુકર્યો.

અચાનક છેલજરાર જવાના છે એવી વરધી
મલતા રાણી સહીત રાજ પ્રાગમલ તેની પાસે
આવી પહોંચ્યા અને કહ્યું કે 'જમાઇ રાજ આમ
અણુચીંતવ્યા અને અસુરા પ્રયાણ કરવા કારણ શું?

## દોહરો.

સજન પરઘર જાય કે; દુઃખ ન રોયે સોય;
ભરમ ગુમાવીએ આપકો. બાંટ ન દેવે કોઇ.

છેલ જરારે ખરો ભેદ છુપાવી રાજપ્રાગમલને
કહ્યું—" કે હું મૃગ પાછળ નીકળ્યો પરતુ મારા
મામા મૃગ તમાસી રયાસત સહીત જંગલમાં મા-
રી રાહ જોતા હશે માટે દીવસ ઉગ્યા પહેલાં ત્યાં
પહોચવું જોવે, માટે આપના દીકરીને તઇયાર
કરો આવું છેલજરારનું કહેવું સાંભળી રાજપ્રા-

ગમલે આગ્રહ કરતા કહ્યું કે જે જંગલમાં મૃગતમાસી હોય તે ઠેકાણે મારા રાજ્યના માનવંતા અમલદારોને બોલાવવા મોકલીએ; અને તેઓપણ અહીંઆ પાંચ દીવસ રહેતો સારૂ કેમકે હજુ દુનિયાના રીવાજ મુજબ યથાશક્તિ કથુરાને કરીઆવાર કરવો બાકી છે આવા અનેક દ્રષ્ટાંતો છેલજરારને પ્રાગમલલે આપ્યા પણ તેણે જવા સીવાય બીજી વાત ધ્યાનમાં લીધી નહી.

આવી હઠના એકાગ્રહથી રાજ પ્રાગમલને એકા એક અંતરમાં ઉતરી ગઈ કે— "જમ અને સમાઇ જગતમાં જીવ લેણ છે" માટે દીકરી સાસરે કાં સ્મસાન સારી દીકરીનો કરીયાવર કયાં ઘરડો થાય છે." એમ મન વાળી વેલ તૈયાર કરાવી કથુરા સાથે સમજુદાશી મંજુઘોસા સોંપી દીલગીરી સાથે વીદાય કરી.

ઉડણગઢમાંથી છેલજરા ઘોડા ઉપર ચડેલ અને પાછળ કથુરાનો રથ છે એમ શુક્લ પક્ષની શરૂઆતની મધ્ય રાત્રિ વીત્યા બાદ નીસરી જંગલને રસ્તે પડયા. રાત અંધારીપણ તારા ગણના અજવાળાથી સહેજ રસ્તો દેખાતો હતો. અને વળી ઘોડો રસ્તાનો વાકેફ હોઇ ચાલવાની અડચણ આવતી નહોતી તેથી પંથે ચાલતા ચાલતા રાત કપાવા લાગી-પગેઢીયું થયું. જંગલના પક્ષીઓ પોપટ મેના ચકલાં ચંડુલ કાગડા વીગેરે પોતાની ભાષામાં નીરંજન નીરાકારની પ્રાર્થના કરવા લાગ્યા; પો ફાટતાં દૂર દૂરનો રમણિય દેખાવ દેખા-

વા લાગ્યા; તે સાથેજ ચાલતા રસ્તે સામેજ "જંગલમાં મગંલ અને વસ્તીમાં કડાકા" જેવું છેલજરારની નજરે પડયું અને કલ્પના થઇ કે મામાની સ્વારી હજુ અહીં પડાવ નાંખી રહી જણાય છે એ હર્ષમાંને હર્ષમાં ચાલ્યો. અને હર્ષમાં સહેજ સ્વભાવે લવીગાનો દીધેલો કાગળ ખીસામાંથીકાઢી ફોડી વાંચવો શરૂ કર્યો.

દોહરો.

આંબો પાકયોને કેરી રસે ભરીરે રસે ભરી;
એનો વેડનહારો ચાલ્યો વીદેશ—લો
ટોયાંને ટૌકે, ચુડા ઉડતારે ઉડતા
ખાયે વાયેને ઝીકોળા વીશેષ—લો
હંસલી હીલોળેલ જરાર બુમનારે બુમના.

આટલી ટુંકી કાગળની લખાવટ ( રચના ) થી મનમાં પ્રેમ સ્ફુર્યો અને આપો તે પૂર્ણ તપાસ કર્યા વીના કરેલા કથુરા સાથના સહવાસથી વધારે ખેદ થયો.

આણી તરફ મૃગતમાસીનું અફીણ ઉતરી જવાથી એકલા પડી રહેલને પાછળ રહેલું રાજમંડળ આવી પહોંચ્યું હતું એ આનંદમાં સર્વે એકઠા મળી દોઢા અને બમણા લીધેલા અફીણના અમલમાં ઝોકામાં રાત ગુમાવી. વડલા ઉપર બેઠેલા કાગડા ચરકવાથી બંધાણીઓ જાગી ઉઠયા. જુવે છે તો ચોખ્ખું સવાર જંગલ ઝાડે જઈ આવી વાવમાં હાથપગ ધોઇ રેડીયા કસુંબા

કાઢતાં કેટલાક પરભાતીયાં અને રેખતાઓ બોલવા લાગ્યા.

## રેખતા.

બડ પીપલકી છાંયકે, સોબત બકુકી;
રગડ કસુંબા ઘોલકે, મુંઠી ચણુંકી,
ગડ ગેંડેકી ઢાલકે પેટી સેમરકી,
શીરોહી તરવાર, કટારી લાહોરકી.
ડાબરીયાં દશવીશ, ચડનકું ઘોડલી.
મૃગાનેણી નાર, બંધુકી જોડલી.
ટમટમ બરસે મેઘ, અટર ઓરડા,
એતા હૈ કિરતાર, કબુ નહીં બોલણા.

કસુંબો તૈયાર થયો સામસામા 'મારાસમ' 'તમારાસમ' 'ઠાકોરના પગરૂઠ' હરામ છે ગો-મીટ ઇશ્વર આણ, એવા સોગનની સાથે ચાર-ચાર ઘોબા ચડાવતા રંગ દેવા લાગ્યા તેવામાં,







## દોહરા.

અમલ પીધોને ઠાકરાં, ભરભર તાંસલીયાં;
તમારાં પીધાં અમે શીરશાં કર કર કોકડીયાં.

કાંતી પીસીને પેટ ભરે, એ તો નામરદાની નાર;
અમારા પીવા અમો શીરસાં ઉતરદા ભવપાર.

કોઇ ડાળીયો અને કોઇએ રોગું દેવ ઉપરાંત સવાયું દારૂ અમલ લઇ ખડીયામાંથી ખારભં-જણાં કાઢી ખાવા લાગ્યા એટલામાં વેલ સહીત ઘોડે સ્વાર નજરે પડયો આ જોઇ મૃગ તમાસી ડાયરા પ્રત્યે કહેવા લાગ્યો કે " આ આવતા સ્વાર સાથે વેલ તે આપણા ગરાશીઆના ઓઝગુા માફક લાગે છે. " બધા તો હાજી બા હાજી કહે-વા લાગ્યા પણ ડાયરા માંનો વીરોજી મશ્કરો કહેવા લાગ્યો કે ભણે દાજી આતો ભાણેજ છેલ-જરાર મૃગ મારવા ગયા હતા તે કોઈ દરીયા રા-ણીને પરણી લાવે છે " એટલામાં છેલજરારે આ-વતાંજ ડાયરાને રામ રામ કર્યા સોના મન રળી-આત થયાં છેલજરારે જુદા પાડયાથી તે આવી મળ્યા સુધીની અથ ઇતિ હકીકત મામા મૃગ ત-માસી પાસે કહી સો સાથે કેરાકોટ તરફ જવા નીકળ્યા છેલજરાર વીગેરેને ગામ બહાર રાખી પુરમાં ગયા અને સામૈયું કરી છેલજરારને શહે-રમાં ધામધુમથી લઈ આવ્યા રાજગઢમાં માતુશ્રી કુંવરબાઇ વિધવા હોવાથી માતા તુલ્ય મામા મૃગતમાસીના પાટવી ઠકરાણીએ વરઘોડીયાંને વધાવી લીધાં.

દોહરો.

સંવત ઓગણીસેં અઠાવને ભાદ્ર કૃષ્ણ બીજ;
શુકરે સંધીઆ જનમ્યો તે દાદુ તન લખીજ.

## દોહરો.

પ્રીતિ કારણ પીળાં પડે, મનુષ્ય કહે દેહ દુઃખ
સાયબા વીના સેજમાં, સુતા ન આવે સુખ.

ઉડણગઢમાં બુમનાકુંવરને છેલજરાર તરફથી દાશી લવીંગા સાથે જે રાત્રે તે કથુરાથી રીસાઇ નીકળેલ તે વખતે મોકલેલ પત્રનો પરિઉતર મળ્યો નથી ત્યારથીજ તેમના મનમાં પ્રેમ પીડા વધવા લાગી મન તરંગ ઉછળવા લાગ્યા અને વયના પ્રમાણમાં શરીર વ્યવસ્થા થઇ આવી હતી.—

## છપ્પો.

બાર તેરને ચૌદ પંદરમું વર્ષજ ચાલે,
ત્યારે અંગજુવાની ભરાય ઉર અનાર મીસાલે;
હરણી ઠેકે જેમ વન, અંગપર કીડી ચડે છે,
દેખી નાર જુવાન અતિશે.નખરા કરે છે;
મત્ર વનમાં મોર કરે છે સોર ચોમાસે જયારે,
તેમ દાદુ વરસે સોળ કામની કંથ પુકારે.

બુમનાકુંવર ઉછરતી વયની છતાં શરીરે સુકાતી જોઇ, તેથી રાજપ્રાગમલને દીલમાં ચીંતા થઇ કે આ વયે પુત્રીની કાયા મજબુત બાંધાની થતી જતી જોઇએ, પણ દુરબળ થતી જાય છે. તેનું ખરૂ કારણ યોગ્ય ઉમરનું સમજી પોતાની રાણીને વાત કરી એટલે રાણીએ બુમનાની સખીઓ પ્રત્યે ખબર મોકલ્યા કે તારી ઇચ્છા હોય ત્યાં તારા લગ્ન કરી આપીએ આવા માતા પીતાના વીચારથી તેના મન-

માંથી વડીલની રહેલ મર્યાદા દુર થઈ એટલે દાશી સવીંગાતેજ રાજગોર ભોળાભટને બોલાવા મોકલી તે તેડી લાવી. દરમ્યાન તેણે છેલજરારના સરનામા- વાળો કાગળ લખી તૈયાર કરી રાખ્યો હતો તે બે હજાર અશરફીની થેલી સાથે આપ્યો અને કહ્યું કે ભટજી આ પત્ર કેરાકોટ છેલજરારને હાથોહાથ પહોચાડજો. અને વલતા સારા સમાચાર લઇ પધા- રશો, ત્યારે વળી હું વધારે ખુશી કરીશ."

હા બા હો, "જીભને તે દાંત ભલાવવા હોય" અને "એતો ભઇના છાજીયામાં મણા રાખે." આમ હરખઘેલા થએલા ભટે જવાબ દીધો.

ભટજીને તો ભગવાન મળ્યાં બસ ને આશિર્વાદ દઈ ઝટપટ ઘરે ગયા ગોરાણીને સોનામોરની થેલીઓ આપી, પાઘડીમાં ટીપણું ખોશી દોરીકળશીઓ લઇ ખડીયો ખભે નાખી જેમ અચાવેજનો બાવો જાય તેમ ભોળાભટજી કેરાકોટને રસ્તે જવા લાગ્યા. "કાંચ કોથળોને દેશ મોકળો" દાઢ પરમેશ્વરની ભક્તિની ધુનમાં "જય શંકર" કરતાં કેરાકોટને મનઘરે આવી બેઠા, કથુરાની દાશી મંજુઘોસા પાણી ભરવા આવેલ તેણે રાજગોરને ઓળખ્યા ને પુછવા લાગી કે "ભટજી કયાંથી પુછીએ"

ભોળાભટે કહ્યું કે "હું બુમનાબાઇનો કાગળ છેલજરારને દેવા આવ્યો છું. પણ ઠીક થયું જે તમો મળ્યા. ચાલો કથુરાબાને પણ આશિર્વાદ દેતો જાઉં.

"બહુસારૂ પધારો" કહી મંજુઘોસા ચાલી તેની પાછળ ભટજી ચાલ્યા.

દોહરો.

ચડતા દિનનું પારખું, નીત આવે મીજમાન;
પડતા દિનનું પારખું, ચડે ન ઊંબરે શ્વાન.

પીયરનું કુતરૂં પણ વાલું લાગે અને આતો પોતાના પીતાનો રાજગોર એથી કથુરા તો ભોળાભટને જોઈ રાજીનારેડ થઈ ગઈ મોદીખાનેથી પક્કા સીધાનો હુકમ કર્યો. ભટજીતો સીપાઇ ભાઇની પેઠે સબસબકી સમાલો મેંમેરી ફોડતા હુ "ચુરમેશ્વરા તે પરમેશ્વરા" ખડીયા પોટલીયાની કોણ ખબર રાખે અડધેક કળશીએ નાઇ મુગટો પેરી ચોકો કરી ઝડપ દઇને રાંધવા લાગી પડયા આ લાગ જોઇ કથુરા અને મંજુઘે સાએ મળી ભટજીનો ખડીયો ખંખેર્યો તેમાંથી છેલજરારના નામનો કાગળ ની- ળ્યો તે ફોડી વાંચવા માંડયો.

દોહરો.

" આવ સુહાગી સજજણા, તુજવીણ જઝખે નાર
' યોવન કળા વિદ્યા દેદ,
" એતા તુજવીણ અણોસરા, નવ છત્રીશ ચૌદ ચાર.
" કાચો સાંઠો કચ મચે, નખ દીધે કરમાય:
" વેલા વળજો પરદેશી પંખીયા,
સાંઠો રસે ભરાય.

( આજ શ્યામ મોરલી કે વાંસરી બજાઇ )

કણે પુષ્પમાં સુગંધ તો ડોલર કોઇ લેત નહી,
સાવકી દેત સુખ તો, ઓરમાન કોઇ કહેત નહી

ધીરવીર જગદેવ, શીલાદિત તન જોગી થયા,
કૈકીના કહેવાથકી શ્રી રામજી વને ગયા.

ઓરમાયા અને વેરવાયા કરતાં સ્ત્રીઓનો શોકનો ખાર વધુ હોય છે એથી કથુરાં મંજુઘોસાને કહેવા લાગી કે જોની રાંડ બુમના મારાથી નાની પણ મને સુખી જોઇશકી નહી શુ તે અમો લાલ લડીયલની જોડીમાં એ છોડી સારી લાગે ખરી તેને યોગ્ય તો મામજી મૃગતમાસી છે કારણ કે—

દોહરો.

એક ઘરમાં બેઇ ભલાં કપુળ ને વળી કાલી;
જેવો જસલો જોગી તેવી મકવાણી માલી.

ફકત કાગળનું શીરનામુંજ બદલાવવાનું હતું તેથી બીજા કવરમાં બીડી મૃગતમાસીના નામનું શીરનામું કરી ખડીયામાં કાગળ પાછો જેમનો તેમ મુકી દીધો.

ભોળા ભટજી પણ ચોદક લાડવા સાથે બશેર મુળાના ખારીયાં સેજ દાળ ભાત જમી હોયાં હોયાં કરતાં ઉઠયા એટલે કથુરાએ પાનસોપારી આપી તો પણ ભટજીએ ખડીઆમાંથી સુકાની ચીઠડી કાઢી સુના સાથે મેળવી ટાપલી મારી ફાકડો માર્યો ખડીઓ ખાંધેમારી બાને આશીર્વાદ દઇ ચાલતા થયા.

મૃગ તમાસીની સભામાં જઇને બધાને ટગર ટગર જોવા લાગ્યો. ઉદન ગઢમાં કથુરાના લગન ભોળાભટને હાથે થએલ એટલે ભટજીએ છેલજરારને ઓળખી કાગળ હાથમાં લીધો સરનામુ મૃ-

ગતમાસીના નામનુ હોવાથી છેલજશરને મામાના નામનો કાગળ ભટે પોતાના હાથમાં મુકયો તેથી શંકાતો થઈ પણ લોકાચાર પ્રમાણે અવિવેક કરેલો લાગ્યો તેથી કાગળ તેણે મામાના હાથમાં આપ્યો અને ભટની ભુલ ગણી કાઢી.

મૃગતમાસીએ કાગળ ફોડીને વાંચ્યો તો હરખનો પાર રહ્યો નહી.

દોહરા.

ગાહેરા ગુલાબ ફુલપર, નેહદાના દુજા રાય;
ભાવે ઉરે નર નારને, ગરીબ રંક લલચાય.
ત્રીયા જોબન વરસ ત્રીશ, ઘોરી દશ ધરા,
પુરૂષ જોબ નો પાર નહી દુધે પેટ ભરા.
રણજીતણને કંકણ બંધણ પુત્ર વધાઇ સાવ;
ત્રણે અવશર ત્યાગી દે, કોણ રંકને રાવ.

'પડે પાસા ને જીતે ગમાર" કેરાકોટના દરબારની ડેલીએ નોબત ગડગડી ઘડીઆ લગન ને ઘડીઆ વીવા આદર્યા પત્ર લઇ આવેલા ગોરની સાથેજ ખાંડુ મોકલવા તૈયાર કર્યું. પટેલને ઘરે વીવા ને પાંચીઆ કુદે "જાનમાં કોઇ જાણે નહી ને હું વરની ફોઇ" મોસાળ વીવા ને મા પીરસણે તેમ દરબારી ગોલાબાંટા કઢી ચટા આમ તેમ ઘુમવા લાગ્યા કઇક તેડયા અને કઇક વગર તેડયા જાનમાં જવા તૈયાર થયા, જાનડીઓ ઘાંટા તાણી ગાવા લાગીયો.

## ગીત.

સાંબીડાની ડોકે સોના સાંકળાને ઘોરીડે ઘુઘરમાળ;
ચટકે તે ચાલેવરની માજડીને લટકેતે ચાલેવરની જાન
અને હાં હાં લટકે તે ચાલે વરની જાન.

આમ વીવા જોગા ગીત ગવાતા હતા. જાનમાં જવાના માણસોની રાજય સરભરના માણસો ગોઠવણ કરતા હતા તેમાં આ તૈયારી ઉલટી ક્રીયાની થએલી નજરે જોતો છેલજરાર વીમાસણ કરતો હતો કે "આતે શું કૌતક કેવાય ?" અને આમ તેમ આંટા મારતો હતો ત્યાં સ્ત્રીના ટોળાં સામાં "બાઇડીઓના પેટમાં ખીર ખાટી થાય નહી" તેથી તેણીઓ અરસ પરસ વાતો કરતી હતી કે "આનો છેલજરારના લગ્નમાં મામા વચમાં પરણી જાય છે" આવું જયારે છેલજરારે સાંભળ્યુ ત્યારે વિશેશ શંકા થઈ અને વીચાર વમળમાં ચડયો અને મનમાંજ શંકાનું નિરણય થઇ આવ્યું કે ભટે કાગળ મારા હાથમાં આપ્યો તે મારા નામનો ધારીનેજ આપ્યો છે પણ તે કાગળમાં વચમાં તેના ધ્યાનબાર ખટપટ દગલ થઈ હોય એમ જણાઈ આવે છે" તેથી પોતે ધીરજ રાખી ભટને મળ્યો અને લાલચ વડે ગોરને વશ કર્યો.

## લાવણી.

આઠ જામ અભિરામ દામથી,
દામ વિના કુચ્છ સરેન કામ;
સૃષ્ટિના જન સર્વ સરણાગત,
વળી વૈકુંઠે રીઝે રામ.

એટલે ગોર ઉડણગઢથી પોતે ચાલ્યો તે ફેરા-કોટમાં અત્યારે તેની પાસે આવ્યો ત્યાં સુધીમાં સર્વ ખબર કહી દીધા પણ અહીઆ રચાઇ ગએલી રચનામાં હવે કાંઇ ફેરફાર થઇ શકે તેમ નહોતું તેથી છેલજરારે યુક્તિથી ભટને સમજાવીને એક કાગળ લખી આપી કહ્યું કે " આ કાગળ જાન પહોંચ્યા પહેલા તમારે બુમનાને પહોંચાડવાનો છે.

દામનાદમમાં દબાએલ ગોરે જવાબ દીધો બહુ સારૂ બાપા આપનું કામ તાબડતોબ કરીશ. આશીર્વાદ આપી ગોર રવાને થયા.

જાન પણ ભાઇ ડેબાની દેખરેખ નીચે મંજ-લદર મંજલ કરતી ઉડણગઢને પાદર પડાવ નાખી બંદુકોના અવાજ કર્યા.

ભોળાભટે જાનને પાદર પડતી મુકી દરબાર-ગઢમાં જઇ રાજ પ્રાગમલને ખબર આપી બુમના કુંવરીને ઓરડે ગયો આશીર્વાદ દેતાં કાગળ હાથમાં દીધો એટલે હરખાતી બુમનાએ ગોરને હીરા હાર આપ્યો ભટને સદામાવાળી થઇ જે હો જે હો બાની જે હો કરતા ગોર ઘરે ગયા બુમના કુવર તો—

## ગીત.

કુંવારી ચડીરે કમાડ સુંદર વરને નીરખવારે
માણારાજ,
દાદા મોરા એ વર પરણાવ એ વર છે
વેવારીઆરે—માણારાજ.

ઢોલ વાગે ત્યાં ડાકલા કોણ સાંભળે બુમના કુંવરે તો હરખમાંને હરખમાં કાગળ એકાંતમાં વાંચવા સારૂ પોતાના પાસે રાખવાના પાકીટમાં મુકી દીધો.

"લંબા ઘેર વીવાને સરણાઇનો સેંસાટ" ત્રાંબાળુ ધુસકવા લાગ્યા રાજય રીયાસતના સર્વ સીરબંદીના દમામથી સામૈયાની તૈયારી થઇ, સ્ત્રીઓ ગાવા લાગીઓ.

ગીત.

ચાલો મોરી સૌરૂ રે, આપણુ જાન જોવા જઇએ;
ઠેબો વેવાઇ આવ્યોરે, પણ નાવ્યો પ્રાગમલભાઇને તોલ

ગામને પાદર જાનૈયા અને માડવીયા મળ્યા આતશબાજીની બહાર સાથે જાન શાહેરમાં દાખલ કરી ઉતારો આપ્યો સૌ જમીજુઠી રહ્યા બાદ છાબો ભરવા વીગેરેની વહેવારીક રીતોથી પરવારી દેશાચાર જ્ઞાતી રીવાજ શાસ્ત્ર વિધિથી લીલા વાંસ વઢાવી શીહોરના કારીગર કંસારાની બનાવેલ તાંબાપીતળની ચોરી બાંધી બુમના કુવરને બે ફેરા ખાંડાની સાથે ફેરવવા શરૂ કર્યા અને હાજર રહેલી સ્ત્રીઓ ગાવા લાગી.

ગીત.

વીરની સોનેરી લટકારીરે રૂપા કેરા હાણલા
હુતો હાલીરે હરખે લઇ હેલ આંખડીના તેજ
વાલીડાના રૂપને.
ઓલો ઠેબો છેરે ધુતારો ધુતા વેણ બોલશે;

માંડવે હોયરે પ્રાગમલભાઇ બાપા ભલાભેદ બોલશે

રાજ પ્રાગમલે રીવાજથી જાનને બે દીવસ વધુ રોકી વીદાય ગીરી વખતે માગણી આતોને દાન દેવા લાગ્યા એટલે તેઓ લેતા જસ ગાવા લાગ્યા.

## દોહરો.

સમુદર છલકે શંખલાં, મોતી રાખે પાશ;
મુગતમાસી મોતી દીએ, પુરે મનની આશ.

આ વખતે ભાઇ ઠેબો મનમાં ફુલાઇને માગણીઆતોને કહેવા લાગ્યો.

## સોરઠો.

મંગો મંગણ હાર, ક્રોડ કાંઉ દિયાતેં;
આગળ એડી વાર, દોકગે કોઇ નાઇ દીનારશી.

અહીંઆ કરીઆવર જોવા આવેલી બેરીઓ ટોળાં બાંધી ગાવા લાગીએ જ.

કણબણો— ગીત.

વાળી વાળી દાદો પુછે વાત કે આજ માંડવ કેમ
અણોસરોરે.

વાણીઆણો— ગીત.

એક આવ્યો તો પરદેશી પોપટો
મારી રમતીતી માંડવા હેઠ છુતારો છુતી ગયો—

ખવાસણો— ગીત.

માંડવ બેડી ચરકલડીરે, દાદા કાલે ઉડી ઉડી જાશે,
અમારા દાદાજીને નવલખ હાથીડા એમાનેસાસરેદેજો.

કેળણો— ગીત.

તમારીરે નાની મોટી સંભાળીને લેજો;
અમારારે પ્રાગમલભાઇને દોષ ન દેજો.

જાનડીઓ— ગીત.

ઢોલડીયા ધડુકીયા લાડી, ચાલો આપણે ઘેરરે;
પરણ્યા એટલે પ્યારા, લાડી ચાલો આપણે ઘેરરે.

જુમના કુંવર અંતર હુલાસ અને ઉપરથી ઉદાશી દરસાવતાં માંડવો વધાવી વેલમાં બેઠાં પેડું સીંચ્યું જાનને સૌ સમાજ પાદર સુધી વળાવી પાછું આવ્યું જાનનું ધારવાથી વધારે રોકાવાનું થયું તેથી બરાબર લગન મુરતે પહોંચવાની ઉતાવળે જાન મંજલદર મંજલ કરતી કેરાકોટ નજીક દોઢેક ગાઉ સુધી પહોંચી ત્યાં ચીબરી, ઘુવડ, અને સીયાળીયા વીગેરે અપશુકની પ્રાણી બોલ્યા અને ઓછામાં પુરા ડાબા હરણો ઉતર્યા આથી રાણી જુમનાને શંકા ઉપજી અને જાન આગળ ન ચલાવવા હુકમ કરાવ્યો વેલમાં ચીંતા કરતી બેઠી છે દરમ્યાન સામેથી સામૈયું લઇ વાજતે ગાજતે હાથી ઉપર વરરાજા મૃગતમારસી બીરાજેલા ત્યાં પધાર્યા અને અહીંઆ રોકાઇ જવાનું કારણ પુછવાથી દાશી લવિંગાએ આવીને જાહેર કર્યું કે " અમાને ડાબા હરણાં ઉતર્યા છે તે પાછા જમણાં નહીં વળે ત્યાંસૂધી અહીંઆ રોકાણ કરવા અમારા બાસાહેબનું ફરમાન છે "

આવા વચન દાશીના સાંભળ્યાથી મૃગતમા-

સીએ હુરણુ પાછા વાળવા બહાદુર છેલજરારને મોકલ્યો.

સામૈયામાં જઈ આવેલ દાશી લવીંગાએ મૃગતમાસીને હાથે મીંઢોળ જોઈ રાણી બુમનાને વાત કરી આથી તેને વધારે શક પડવાથી ભોળા ભટે આપેલ કાગળની યાદિ આવી એટલે કાગળ કાઢી વાંચવા લાગી.

દોઢીગો.

ચોવીશ ગજના જેના ચોરણારે ચોરણા
અને તેને કડીએ કસો છે અપાર—લો.
દાંત પડયાને દાઢા ચગચગેરે ચગચગે
જેના ધોળા થયા છે વાળ—લો.
ભલો ભરથાર તારો બુમનારે બુમના.

રાણી બુમનાએ લવીંગાને કહ્યું કે આતો આલા સાટે માલો પરણે છે.

દોહરો.

ચોદ ચોસડનો ફેર, એ પતિ કેમ પરવડે;
નવ ચાલે રંગની રેલ, ગાતર જેના થરથરે.

લવીંગાએ ધીરજથી જવાબ દીધો કે બા સાહેબ છેલજરાર મસ્કરા છે માટે જરા હાસ્ય કરવા લખ્યું હશે " તોપણ શંકા ટાળવા વધારે ખાત્રી કરીએ " તેથી ચતુર દાશીએ જાનૈયાને પુછી વરરાજાને ઓળખી લઇ બાઇને ખરે ખરી બીનાથી વાકેફ કરી એટલે રાણી બુમનાએ લવીંગાને કહ્યું—

## દોઢીયો.

સોડ બળેરે સુતા સંગમાંરે સંગમારે;
નીરખે હૈયે હોળી પ્રગટાય લો.
મન માન્યા વિના મળતારે મળતા;
આતો જોબનીયું રાખે રોળાય—લો
એળે અવતાર વીતે અણોસરોરે અણોસરો.

એટલામાંતો છેલજરાર હરણાંને ઘોડાને ડામણે ડામણે ઝુંડતો જાન અને સામૈયા વચ્ચે કાઢયા આ વખતે છેલ જરારને જોઇ લચીંગા દાસી રાણી ભુમનાને કહેવા લાગી,

## દોઢીયો.

પલાણ પીતળીયાં ઘોડા હરણારે હરણા
વળી પાતળીઓ અસ્વાર લો
મૃગ તમાસી કેરી જાનમાંરે જાનમાં;
કાંઇ છેલુડો છેલજરાર લો.
હંજડો હીસોળેલ જરાર ભુમનારે ભુમના.

લચીંગા દાશીના વચન સાંભળતાંજ રથનો પડદો ઊંચો લઇ છેલજરારને જોઇ દીવાની થઇ દાશીને કહેવા લાગી,

## દોઢીયો

જરાર અમારો બાઇ જીતવોરે જીતવો,
અને કાંઇ અમે જરાર કેરાં સેણ—લો.
લાલ લટીયેર એ છે લાડડોરે લાડડો,
મુને સેજડીએ સુખદેણ—લો.
જુગ જુગ જીવોરે જગમાં જરારીઓરે
જરારીઓ.

લવીંગા હવે કુળ મર્યાદા શા કામની અહી-આ છેલજરારને બોલાવ ”

હરણા તગડી જતાં છેલજરારને રાણી બુમના નો હુકમ થતાંજ દાશી લવીંગા બોલાવા લાગી.

દોઢીયો.

ઘોડાવાળારે મુજા ગોઠીયારે ગોઠીયા;
અને તારા ઘોડલડા પાછા વાળ—લો.
તમને બોલાવે રાણી રાજનારે રાજના;
વહાલે પેરાવવા વરમાળ. લો.
હશલી હીલોળેલ જરાર બુમનારે બુમના.

દાશીલવીગાના વચન સાંભળી છેલજરાજે ઘોડા રોકી તેને ઉતર આપ્યો કે.

દોઢાઓ.

વિધાના વેરણ થઈ વાંઝણીરે વાંઝણી.
જેણે અવળા લખેલા લેખ. લો.
જે ઘર સોહરે રાણી, બુમનારે બુમના;
ત્યાં કંકાસી કથુરા દેખ. લો.
હંજડો હીલોળેલ જરાર બુમનારે બુમના.

છેલજરારે વીધિનો દોષ કાઢવાથી રાણી બુમના કટાર ખાઇ મરવા ઇરાદો કરે છે તેનો હાથ ઝાલી છોડાવતા લવીંગાએ કહ્યું,

દોહરો.

હું સોગન સખી તુજને, હું કરતી ન હાથ
ધર ધીરજ હરી હુકમથી, વીધિએ લખીત વાત

રાણી બુમનાં પોતાના હાથ હાશી લવીંગાના હાથમાંથી છોડાવતા ક્રોધમાં બોલી.

સવૈયો.

તુચ્છ બુદ્ધિ ત્રીયાની વળી, અમલમદે વિધિ તોછકી છે.
વડ પીપળ વૃક્ષે ફળ દીપે, તે ફળ વેલાને જોશો નકી છે.
લેખ ઉલટ લખે છે વિધાતા નહશ કહે આધિન નકીછે,
છોડસખી મરી જાઉં હું તો, પછી જોઉં ખરી તે કેવા પકી છે.

બાઇ આમ મુઝાઇ સાહસકરવું ઠીક નહી સાહસ કર્મ કયા થકી હોય હર્વનો નાશ એમ ધીરજ આપતાં હાથ પકડી કટાર લવીંગાએ છીનવી લીધો.

આ રકઝક ઉપરથી છેલજરારે અનુમાન્યું જે બુમાનાંનો અત:કરણનો પ્રેમ મારા ઉપર જણાય છે પણ હાલ તેની પાસે જઇ પ્રેમ પ્રકાશ કરાવવો યોગ્ય નથી એમ ધારી અન્યોક્તિથી બુમાનાને સમજાવી.

શાર્દુલ વિક્રીડિત છંદ.

વૃક્ષે ઝુમી શુશોભીત વેલીઓ ધાલી ઘટા અંબરે.
શબ્દ થાયે અપાર ઝીલીગણના, દાદુર ડૂંકયા કરે.
જોઇ મેઘની વૃષ્ટિ સૃષ્ટિ ઉપરે, નાળા નદી ઉછળે.

ઝીલું જગત તમામ નીરખી ઉરે ગુરીજ
વાસબાળે.

ચાતુરી ભરેલા વચન સાંભળી ધન્યવાદ દેતી
પેલી દાશી બુમનાને કહેવા લાગી.

દોઢીયો.

કસબી કેસરીએ બાઇ લુગડેરે લુગડે
" નીરમળ નેહ ભરેલાં નેણુ લો;
" એ રસિયા સંગે વીતે રજનીરે રજની,
" વાલા લાગે મરમાળા વેણુ—લો.
" હુંજડો હીલોળેલ જરાર બુમનારે બુમના

દાશીના દ્રષ્ટાંતપરથી જરારનું પુરૂષાર્થ જોવા-
સારૂ રાણી બુમના દુર ઉભેલા જરારને કહેવા લાગી

દોઢીયો.

" મેડી આગણુ પારસ પીપળોરે પીપળો;
" તેના ઉપર કળાએલ મોર લો.
" પાંદડે પાંદડે દીવા બળેરે દીવા બળે;
" કેમ આવશો ચીતના ચોર—લો.
" હુંસલી હીલોળેલ રાણી બુમનારે બુમના.

ચતુર બુમનાના વચન સાંભળી તેના પ્રશ્નનો
ઉતર આપ્યો.

દોઢીયો.

ઝીડીની પેઠે હું તો સંચરૂંરે સંચરૂ
પાડી લોહુ લકડમાં સાર—લો
આવશું મામા કેરા મહોલમાંરે મહોલમાં;
રહેજો નિશ્ચિત રૂદીયે નાર—લો

હુંજડો હીસોળેલ જરાર બુમનારે બુમના

આટલું બોલી છેલજરાર ઘોડો હાંકી સામેયા સેળો ભળી ગયો તેમાં જવાથી રાણી બુમનાના મનમાં કાંઇ કાઈ થવા લાગ્યું.

દોહરો.

જોબન પુછે જરાને પ્રીત કે તેમ હોય;
લાગે તખ લેખો નહિ, તુટે ટાંક ન હોય.

મૃગતમાસી હાથી ઉપરથી ઉતરી બુમનાના રથની પીંજણ ઉપર પગ મુકયો કે અંદરથી બુમના બોલી "ઠાકોર છેટા રહેજો કારણ કે મેં આપને વરવાની ઇચ્છાએ ગારીનું પુજન કર્યુંછે તેમાં હજી જુજ દીવસ બાકી રહ્યાં છે પછી આ તન યોવનના તમેજ મલિક છો "

દોહરા.

તખતે મુખ નિહાળતાં ગાદે બાળ રમંત
પલંગે કાનનીપાંતમાં મુરખ દાદુ પંડત

ભોળા મનના મૃગતમાસી રાણી બુમનાના સ્રીચરિત્રથી લોભાઇ વૃત પુરૂ કરવા દેવા સારૂ ચંદનવાડીમાં રાણી બુમનાને ઉતારો આપી સાત થરી ચોકી બેસારી મૃગતમાસી ભાંગે ટાંટીએ શાહેર ભણી વળ્યો.

દોહરો.

બુઢા પરણે બાયડી, અભણ બેસે રાજ;
બોજો ઉપાડે બળદીઓ, એ ત્રણે પરને કાજ.

" આકડે મધને માખીઓ વીનાનું " તોપણ

"ચોરી જારી અને વળી ચાડી છે છાનીમાં મજા" નીત્ય રાત્રે છેલ જરાર એકાંત મહેલમાં જાવા લાગ્યો. ચોકીદાર શું સમજે કે મામી ભાણેજને બનતી હશે.

દોહરો.

તુલસી તીન લોકમે, કો જાને પર પીડ;
કા જાને રૂદીયો અપનો, કાં જાને રઘુવીર.

છેલજરારને જતા જરી વીલંબ થતો તો રાણી બુમના બાની પાસે બાબરી થઇ બકતી.

સવૈયો.

ઘનશ્યામ ઘટા ચડી આવી અટા, મમ શ્યામ વીના ધન ઘાત કરે,
ચમકે ચપળા તન રાખ થયું, વરસા સમ આંખથી આંસુ ઝરે;
અલી ઇંદ્ર વધુ મમ આંખ પડી, દુઃખી અંતરમાં ભય ખુબ ભરે,
પીયુ પીયુ રટું હું પલંગ પડી, પળ એક નહીં સુખની વીચરે.

બુમના રાણીના મુખમાં હજુ છેલું વેણ હતું એટલામાં તો છેલજરાર આવી પહોચ્યો તેને રાણીએ પ્રેમના ગુસામાં કહ્યું કે " જાઓ જાઓ અહીઆ તમારૂં શું કામ છે કેમ આવ્યા " એમ કહી આડુ જોઇ ગઇ.

શેર.

રહેતે હે તેરે શાહેરમેં, નહીં ગમ કરેગે

બોલોગે નહી હુમશે, તોભી દેખા કરેગે.
એમ છેલજરારે રીસાએલ રાણીને હસીને કહ્યું

બુમના હજુ આડુ જોઇ વીના બોલે બેઠી છે તેથી દાશીએ પ્રેમ રાગ વધારવાના મીશે છેલજરારને કહ્યું અમારા બાઈ સાહેબ તમોને બોલાવે નહી તોપણ તમે નીરલજ થઇ શા માટે આવો છો કહયું છે કે—

દોહરો.

આવ નહિ આદર નહી, નહી નેણામાં નેહ;
તે ઘર સજન ન જઇએ, મર કંચન વરસે મેહ.

જરારે લવીંગાને કહ્યું કે "શું આમ કર્યે તેમનો અંતરનો પ્રેમ ઓછો થાયછે"

સોરઠો.

મર સામુ જોવે નહી સેણુ, નેણ ઢાળે નીરખતાં;
કદી વાંકા બોલે વેણ, શેરીએ તેની ચાલતા.

પણ રૂસણું લેવાનું કારણ તો આમ છે કે—

સોરઠો.

આને સીરામણ આપ, એમ સ્નેહી સુલાહ કરેનહી
એ ગ્રહ દીશનો પ્રતાપ, કહે નહી આવો આવજો.

અને મારા મનમાં ધારૂં છુ કે—

બેત.

ઇશ્ક બાજી બુત પુરશતી, હરકસીરા કારનેસ;
ઘોલ છકડ લાત મુકી, આબરૂ દરકાનેસ.

આ વચન સાંભળી બુમના રાણી છેલજરારના કંઠે બાઝી પડી. મુખ ઉપર મીઠડાં લેતી બોલી.

## દોહરો.

તું મન લાગી સુમના, સુમન લાગી તું.
લુણવાળુંધે પાણીએ પાણી વાળુંધે લુણ

આમને આમ પ્રેમ લગનીમાં કેટલાક દીવસ વીત્યા.

"પાપનો ઘડો કોઇ દીવસ ફુટે" એકડે એક ને બગડે બે" વીજયા દશમના તહેવારે સુમના રાણીની વડારણ લવીંગા કથુરાને બંગલે સુખડુ દેવા ગઇ ત્યાં સાસુ કુંવરબાઇ નણંદબા મરીયમ અને દાશી મજુઘોસા હાજર હતા. આ ચાર જણીઓમાં પાંચમી, લવીંગા જઇ પહોચી રાજય રીતી પ્રમાણેમાં ખમા બા ખમા વહુ ખમાબા ખમા એમ કહી બેઠા બાદ અરસપરસ કુથલી કરવા લાગીયું.

## કુંડલીયો.

એક નારસે કીજીએ, તોબાં બાર હજાર,
કહોજી ઉનકી કહા ગતી, મીલ આવે દશબાર;
મીલ આવે દસ બાર, હુકમ બીન જંગ મચાવે,
ઉનકી હાંસી ખેલ, ઓર કા શીશ કટાવે;
કથે સુકવીયાં કહાન, મીસે જો હજાર પ્યારસે
તોબા બાર હજાર કીજીએ એક નારસે.

પાંચ બાયડીઓ ભેગી થાય ત્યાં એકનું ઘર ભાંગી ઉઠે એ રીવાજ છે એ રીતે અહીઆ મળે-ટોળામાં વાત પર વાત નીકળતાં દાશી લવીંગા લટકો મટકો કરી મરીયમ બાને કહેવા લાગી.

## દોઢીયો.

" મરીયમ બેની તારો મોરલોરે મોરલો;
" એને સાંજે સંભાળીને બાંધ—લો.
" જાય છે મોટા કેરા મોલમાંરે મોલમાં;
" એને કોઇ દીન મારશે કાંધ—લો.
" જરવો માણુ છે રાણી બુમનારે બુમના.

કથુરાએ આમ બોલતી લવીંગા ઉપર ખીજવાઇને કહ્યું કે રાંડ જેવી છો તેવીજ જણાઇ આવછ?

## દોહરો.

કંથ કુવાડોમાં ગીનીજ, આઉજઆયાં કુવાડ;
જીભથી વઢીશ ઝાંખરા, વેણજી વડી વાડ;
બોલી પણ બોલી જાણી નહી કહેવત છે કે

## દોહરો.

ગોલા હુદી ગોઠડી ખાખર હુદી વાડ;
ધીરે ધીરે છાંડીયે જેમ સરોવર છાંડે પાળ.

" રાણી બોલાવી ચોરે ચડવું દાશી બોલાવી ખુણે ગરવું ખાઇને ઓઢવા તૈયાર થઇ બેસવાનો ડાળ ભાંગછ "

## સોરઠો.

" બાની તારા બોલ, કડવા લાગે કર્ણને;
" તું શું ઘટાડે તોલ, મારાપતી એવા નથી.

કથુરાએ ઉઘડી લેવાથી લવીંગા મીઠાઇ લાવેલ રકાબી ખાલી કરી માહે પાન સોપારી નાંખેલ

પડેલ હતી તે લઇ ઉપર રૂમાલ ઢાંકીતી બડબડ તી ચાલવામાંડી " સાચુ કહ્યું સગી માને ગમે નહી " કામળ ભીંજાશે તેમ ભારે થશે " ત્યારે મને સંભારજો.

## દોહરો.

કાળે માથે કરલીયો, બગરે માથે ઊંટ;
નગણા માણસને ગુણ કર્યો, તો તાણી બાંધ્યા ઠુંઠ.

લવીંગા ગયા બાદ કુવરબાઇ તથા બેન મરીયમ કથુરાને પુછવા લાગ્યા કે " વહુજી ખુમનાની દાશીએ છેલજરારને ખુમના વિષે અણઘટતી વાતો કરી તે ખરી છેકે ખોટી!

સ્ત્રીઓ ભોળા મનની હોયછે તેથી કથુરાએ જબાબ દિધો કે બાઇજી મારેથી કાઈ કહેવાય નહી અમે તો

## દોહરો.

જીસકે શહેરમે કીજીએ, ઉસકા કયા કીજીએ;
ઉટબિલાડી લેજાય, નો બીહા જીહા કીજીએ.

આ વચન સાંભળી કુંવરબાઈ કહેવા લાગ્યા કે જા જા તું તો ખાલી ધાન કુટીજ જાણો છો.

## સવૈયો.

" કરી અંજન મંજન તેલ તંબોલ,
સુધારી અનુપ આકૃતિને;
" ધરી ભુષણ ભવ્ય અનેક વીધી,
અભિલાષથી મસ્ત કરી મતિને;

"સુખ દાયક સેજ બીછાવી કરે,
ઉર માહે વધારી અતિ રતિને;
"બધુ વ્યર્થ ગયુ અરી એ લલના,
રીઝવી ન શકી કદી જો પતિને.

સીથી દેવ પણ આધિન છે તે તારેથી એક જરાર વશ થતો નથી?

સાસુજીના વચનથી ચીડાઈ કથુરા બોલી.

## દોહરો.

"જતન કરતી જાળવતી તાળા દેતી તેર,
" વીના વાદળે વીજ પડી ભમરે ભાંગી કેળ.

આ કથુરાના જવાબથી કુવરબાઇ તથા બેન મરીયમ સમજી ગયા.

મામા મૃગતમાસીની કચેરીમાંથી ભાઈ ઠેબો આવ્યો તેણે બારણા બહારથી ખોંખારો કર્યો એટલે વહુ કથુરા ત્યાંથી ખસ્યા. અને ઠેબો મા તથા બેન બેઠા હતા તેની પાસે આવીને બેઠો એટલે લવીંગા તથા કથુરા વચ્ચે થયેલ વાત સર્વ તેમણે તેની આગળ કરી દીધી. આથી ઠેબે કહ્યું કે "માજી એ મુર્ખાને હજુ ખબર નથી કે જીસનેકી છીનારી ઉસને બડી જખમારી."

## સવૈયો.

પરનેહ થયો પરદેશ ગયો,
સ્વદેશાતણા શત્રુ થયા રાજી;
ગરાશ, મોરી, પુત્ર મીત્ર તજ્યો,

પાડોશીજનને કહ્યો તેને પાજી;
પર ઘર જમી રણરાત રહ્યો,
જંગલી જટને એણે કહ્યા હાજી;
એટલું દુઃખ પડયું શીર દાદુ,
અલ્પ આદરતા ઇશક બાજી.

આવી ફુલાઇની વાતો ઠેઓ કરે છે ત્યાં છેલજરાર આવ્યો "તેને ડાઇબાને તેડાવો અને ખીરમાં મીઠું નખાવો"તેની પેઠ તેને હુકળીને બોલ્યો.—

દોઢીયો.

હીરાગળના દાંતણ લુંજડારે લુંજડા,
એ દાંતણીયા પાડશે દાંત—સો.
જાવું છોડાને મોટી મેડીએરે મેડીએ;
કોઇ વેળાનો થાશે વણાશ—સો.
કણ ફીટીને કાળો નીસરે નીસરે

દોહરો

ગોંદરે ગંગા ને ગામમાં ગરૂ, "ઘરમાં માનવી દેવ;"
એ ત્રણની પતિતન આવે, શાખી કહે સુખ દેવ.
રેમ નહી વહેમ નહી, નહી ગુણ કે જ્ઞાન;
શરમ હીણ સીંધ દેશમાં, સર્વે એક સમાન.

"જેને વ્યભિચાર વહાલો છે તેને કુળ મર્યાદા કે લોકની લાજ શા હીસાબમાં." છેલજરાર મોટા ભાઇનો મલાજો તજી બોલ્યો.

દોઢીયો.

ગોળ કોણીનો મધ સીંહ ભોણનુ રે ભોણનું,
એતો ભીરૂથી નહી ભરખાય—લો.

કરવી મોટાથી મારે ગોઠીડીરે ગોઠડી;
છોને જીવનું જોખમ થાય —લો;
બાંધવ તમારે નહી બોલવુંરે બોલવું.

ઠગો નાનાભાઇને શીખામણ આપતા કહે છે-વ્યભિચાર અવિચાર ભરેલો છે એ રસ્તે ચાલવા શાસ્ત્ર પણ ના કહે છે.

## શ્લોક.

" પરયોની પ્રતિબીંદુ, કોટી પુજા નાસ્તિ;
" જયો હાની તપો હાની બ્રહ્મહત્યા પદે પદે.

## સવૈયા.

માન જાવે ફીર ભાન જાવે,
પતીયાર જાવે અરૂ દામ અપારી,
માત ભ્રાતકી નાત પરજાતકી.
મીત્ર સબી તો દેત ધિકારી;
પરત્રીયામે ફસ્યો જે જન,
ઉનહીકી નાર રમે નીત જારી;
દાદુ કહે પરદારાકે ખાતીર,
કોઈ દીન જાનકી હોત ખુવારી. ૧

આવા હીત વચન ચીત ન ધરતા જરાર ...તેજ બોલ્યો કે:—

## દોહરો.

મૃગ લોચની ગજ ગમની, હોય નીજ ઘરમાં નાર
પર પ્રેમદા માણ્યો નહી, ધીક ધર્યો અવતાર.

ઉપરલા જવાબથી ઠગે ગુસ્સે થઈ કહ્યુ કે " આં-

ધળા પેઠે ઘરમાં ઘામારનાર આપણા કુળમાં તું એકજ થયો વીચારી તો જો

### સોરઠો

સગાથી સગપણ ન કરવાનું કરીએ નહીં;
દીક્ષા દે એ દાદન; કરવાથી મરવું ભલું.

ભાઇના વચનથી ભોઠપ આવી તેથી છેલજરાર ત્યાંથી ચાલતો થયો. ભાઈ ઠેબાનું બોલવું અકળ હતું જેવું કેઃ—

### સોરઠો.

વાણીયા તારી વાણ, જન બીજા જાણે નહીં;
પાણી પીએ છાણ વણ છાણ્યું રૂધિર પીએ.

### હડુલો.

મુખથી બોલે મીઠું મીઠું, પેટમાં રાખે કાતી.
કપટીને શું કહેવું ઝાઝું, કહે દાદુ કરસબાતી.

આવા ઓછા પેટા અને તુચ્છ બુદ્ધિના મોટા ભાઇ ઠેબાએ મામા પાસે જઇ છેલજરાર અને રાણી સુમનાનું ( મામી ભાણેજનું ) પોગળ પ્રકાશ કર્યું. મૃગતમાસીએ ભાઇ ઠેબાની વાતપર જરા ધ્યાન આપ્યું ખરૂં પરંતુ ધન્નો ફજેતો કરે તો પોતાની લાજ લુંટાય માટે " બ્રાહ્મણને ન કહેતાં કુણકને મારવા માફક " ચંદનવાડીને સાતથરી ચોકી હતી છતાં જન્મથી આંધળા અને અષ્ટવિદ્યાની સાંગોને સુરો નામે બે ભાઇ હતા તેમની બંગલાની ચોકીપર નીમણુંક કરી.

## દોહરો.

જો મતિ પીછું ઉપજે, શો મતિ આગુ હોય
કામન બીગડે આવકે, દુરીજન હસેન કોય.



## અનુષ્ટુપ.

ક્યાં જાઉં કે પાસે, નથી રામ ખગ પરે;
કાન્તા વિરહના દુઃખો, જાણે છે એકએ ઉરે.

મોટાભાઇ સાથના વકઝકનાં પરીણામમાં મોટી અડચણ આવી પડી કેમકે આવા આંધળા અણ-વીધાનીની ચોકીના પકા બંદોબસ્તમાં છેલજ-રાશને બુમનાને મળવાની મુઝવણ થઇ અને મોટા વીચારમાં પડી ગયો.

## દોહરો.

સાયબતો સમર્થ હે, ધીરે ધીરે ધીર;
ગીરવર પર તરૂવર ખડે, વહાં કોણ સીંચે નીર.
અજગર કરે ન ચાકરી, પછી કરે ન કામ;
દાશ મલુકાયું કહે, સબકા દાતા રામ.

"ઇશ્વર સૌની ઇચ્છા પાર પાડે છે" છેલજ-શાર મનમાં વીચાર કર્યા કરે છે તેવામાં યાદ આવ્યું કે—

## શ્લોક.

" નરાંણાં નાપિતોધુર્તઃ પક્ષિણાં ચૈવ વાયસઃ;
" ચતુઃપદા સૃંગાલસ્તુ, સ્ત્રીણાં ધુર્તાચ માલિના.

' હવે મારૂં કામ એકે રીતે બર આવે તેમ

નથી પણ જુમના પાસે નીત્ય માલણ જસોદા પુષ્પ શ્રૃંગાર દેવા જાય છે તેને મળવાથી મનોકામના પુર્ણ થવા સંભવ છે ” એ વીચારી તેને ઘરે જવા નીસર્યાં.

જસોદા માલણને ઘરે ભીડભંજનનો બાવો જાનકીદાસજી ટેલ કરતો કરતો શીવપુજા માટે ફુલનો પડીયો અને બીલિપત્ર લેવા આવ્યો તે જયસચ્ચિદાનંદ કહી બેઠા તેને માલણે એક ભજન બોલવા કહ્યું તેથી બાવે ભજન ગાવા માંડયું.

ગરબી.

રામકી રામકી રામકી લગી મેરે,
અંતર આઠો જામ રામકી; ટેક.
રામકી પ્રસંશા જામે લીખીના,
વોહી કથા કયા કામકી. લગી૦
રામકી કથા સુન સુન્ય રહું મેં,
જીસમેં ન બાત હનુમાનકી. લગી૦

ગાવું પુરૂં થયું બાવાજી પુષ્પાદિ લઇ ચાલવા માંડયાં. જસોદા પોતના ધ્યાનમાં બેઠી નવસરો હાર ગુથતી હતી તેને આવી છેલજરારે કહ્યું “ કેમ બેન જસોદાબા બેઠાછો શું થાય છે. ”

જસોદા ઉંચું જોઇ જરારને ઓળખી ખમા ખમા કરી પોતાના હાથમાં ગુંથતી પુરો થએલો હાર પેરાવી હાથમાં છડીદાર ગજરો આપી ઓવારણા લીધા અને આગામાંથી લાવી તે ઉપર બેસવાનું કહ્યું.

છેલજરારે નીચે તેની પાસે બેસતાં કહ્યું કે "ના બેન અહુંઆં તમારી પાસે નીચે બેસીશ. વાત કરવી ઠીક પડે એમ કહી ખીસામાંથી સોના-મહોરો કાઢી કાપડાની કરી આપી." "લેવડદેવડ બેનડી સ્વાર્થીઆ ભાઈ આઈ વાલીકે ખાઈ" જસોદાએ છેલજરારને કહ્યું "ભાઈ મારા જેવું કામ ખુશીથી કહો કોઇ વાતની શરમ રાખો તો મારા આણંદાના સોગન કે શ્રી રામની આણ છે." —

છેલજરારે કહ્યું કે, તું મારી જીસની માની બેન છો તેથી કહું છું જે મારે જુમના રાણીને મળવું છે;" અને તે કામ તારા સીવાય બીજા કોઇથી બને તેમ નથી. આ સાંભળી જસોદાએ કહ્યું કે "જુમના રાણી તો તમારી મામી થાય તેની પાસે છાનું શામાટે જવુ પડે આ વાત તો અટપટી લાગે છે તેથી મારાથી છાની રીતે મહા-મત કમાજ જન્મના અથા સાંગા સુરાની ચોકીમા લઇ જવાય નહીં અને વળી આવી વાતની મામા મુગતમાસીને ખબર પડે તો મારૂ ધાણીએ ઘાલી તેલ કાઢે" આવું જશોદાનુ બોલવું સાં-ભળી છેલજરારનું મનભંગ થયું અને વીશેશ વીચારમાં પડયો દુનિયા ડામાડોળ ભાસવા લાગી ને બોલ્યો.

## દોહરો.

" વરસે મેઘ એલીએ, દુકાળે આવઠું નોયું;
" સુખમાં સુખ આવી મળે, દુઃખમાં તે સુખ નોય.

તોપણ વધારે મન દ્રઢ કરી માલજીને બીજા ઇશ્વરાધિન કરવા યુક્તિ રચી એક હીરાં કંઠી કાઢી આપી.

સોરઠો.

દેવી હનમત વીર, ઢોંગીનું ધાર્યું કરે;
પણ પૈસા માટે પીર આવે છે પરલોકમાં.

તો બીચારી જસોદાનો શો આશરો હીરાકંઠી જોઇ ટાઢીહિમ થઇ ગઇ "ડાંગનું માથું ઊંચું જોવે કોળીઆનું માથું નીચું જોવે"

જસોદા જરારની સાથે વાત કરવા લાગી "કે ભાઈ હું તમારા મોં ખાતર લઇ જવા તેયાર છું પણ જો જો હો હું ગરીબ મારી જાઉં નહી. "પાડેપાડા વઢો ઝાડનો ખો કરતા નઇ ?" મારા પારખા જોવા પ્રપંચ તો નથી રચ્યોને ?

"આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તમને ઇજા નહી આવવા દેઉં ને કહી તમારાથી દગલબાજી હોય ખરી એમ ધીરજ ભર્યા વચનથી જસોદાને છેલજરારે સમજાવી બસ બાઇ એટલુંજ બસ એમ કહી છેલજરારને કહ્યું કે " આ છાબમાં રાણીજી વાસ્તે લે ઘો આગ્ગડ પછેડો કાંચળી બાજુબંધ બેરખા હાર તુરાને ગજરા અને બીજા છુટા ફુલ લઇ જવાના છે તેમાં નીચે આપ ઘુંચળું વળી સુઈ રહો એટલે ઇશ્વરેચ્છાએ આપને રાણી પાસે નીરભય લઇ જઇશ " તેથી તેના કહેવા પ્રમાણે જરાર છાબડીમાં સુતો એટલે

છાબડી ભરી તે રસ્તે પડી ચંદનવાડીની સર્વે ચોકી વટાવી સાંગા સુરાની ચોકીમાં નીકળી તેથી તેણીને ધમકારા બંધ જતી સાંભળી તેણે પટારી " કોણ જાય છે ?

દાદર ચડતા ચડતા જસોદાએ જવાબ દીધો કે " એતો હું બાશાહેબનો ફુલ સૃંગાર લઇ જાઉં છું.

માલણની ચાલવાની છટાથી સાંગાને વહેમ આવ્યો ને સુરાને કહ્યું કે ભાઇ આ ફુલના ભારની ચાલ નથી કાંઇ વધારે વજનદાર ભાર ઉચકેલો લાગે છે શુરાને પણ એંજ પ્રમાણે અનુમાન આવવાથી ભાઇને કહ્યું બરાબર છે તેથી સાંગે જસોદા માલણને રોકતા કહ્યું.

દોઢીયો.

પગ પાનીનો માલણ ધમકોરે ધમકો;
આવડો નહોય ફુલાં હુદા ભાર—લો.
બાઇ માલણ તારી છાબમાંરે છાબમાં;
તે કાંઇ સંતાડયો છેલજવાર —લો.
આંધા ધારીને તું શું છેતરેરે છેતરે;

દોહરો.

પેલા બતાવે ડુંગરા, પછી બતાવે ધાર;
પછી બતાવે પથરા, પછી બતાવે આર.

" ખોટાને પગ હોતા નથી. " પણ આ માલણ જસોદા કોઇથી બીએ તેવી નહોતી એટલે રૂઆબથી કહેવા લાગી.

દોઢીયો.

આંખો અંત્રા તારી ફુટિયોરે ફુટીયો;
વળી હૈડાની પાછી કાં ફોડ.—લો.
લાજ લીધી તેં રોકી રસ્તેરે રસ્તે;
કડવા બોલ્યો કુડા બાંધી તોડ—લો.
ખોટા ઉત્રાવીશ તારી ખોળનેરે ખોળને.

આમ કહેવાથી સાંગો સુરો ચીડાઈ કહેવા લાગ્યો કે "તું ધણીની માનીતી છો તેથી ધાર તેમ કરજે પણ અમે તો સરકારી હુકમને અનુસરી વ્યાજબી કર્યા શીવાય જવા દેનાર નથી. બોલ તું તે હુકમને આત્રિન થાય છે કે નહી."

જસાદોના દીલમાંતો "હાવલશાની જાત્રા થઇ" તોપણ ખરા પણાનો ડાળ રાખી સાંગા સુરાને કહ્યું કે "તમને સરકારી છાબમાં શક આવ્યો ત મફતનું ખાઇ મકરકુદી સુઝે છે તે ખરૂં છે.

દોહરો.

નથી તુજ તકદીરમાં, કરે ત્રણ ગણી કદિ તદબીર;
અમીર આફળે નહી બને, ફરતો રહીશ ફકીર.

પરંતુ હું તમારા જેવી થતી નથી નહિતો બાઢાળાને ત્યાં સરાણ તાણી તાણી આંતરડા તુટી જાય અથવા ગુજરીમાં બજન ગાવાનો વખત આવે માટે છાનામાના પડયા રહિ ધમાદાનું ખીચડું કુટોને.

આવા વચનથી સાંગો ખીજવાઈ કમાનમાં

તીર ચડાવી બોલ્યો કે, "ગોલીની છોકરી ભવરી શું કરછ? તારા કેવાથી નોકરી જાય તો પણ શું? અમે તો ગાજરની પીંપોડી વાગે ત્યાં સુધી વગાડીયે ને પછી કરડી ખાઇ જઇએ અમને આ નોકરીની દરકાર નથી કહે છે કે:—

દોહરો.

કવી કેણાંને સિદ્ધ કળા, અતિ ચોડા અભ્યાસ;
એતા જાય પરદેશડે; તેને ગાજે ત્યાંજ ગરાસ.

માટે

દોઢીયો.

હેઠી ઉતારે માલણ છાબડીરે છાબડી;
કરૂ તીર તણો તેમાં ઘાવ—લો.
જરવો હશે તો ઝટ જાગશેરે જાગશે;
નહિતો ફુલડા વીણી ચાલી જાય—લો.
ભાયડાને ભુલાવે ભુંડી બાયડીરે બાયડી.

આમ પરીક્ષા કરવાના વચન સાંભળી છેલજરાર છાબમાં પડયો પડયો વીચાર કરવા લાગ્યો કે "સાંગાની કમાનમાંથી તીર છુટયું તો આપણો તો બેડા પાર માટે "મોર હશે તો પીછાં ઘણાં" "જીવતો નર ભદ્રા પામશે" એમ સમજી છાબમાંથી હાથ બહાર કાઢી જસોદાને ઇશારતથી એવું સમજાવ્યું કે સાગાંસુરાને કાંઇ લાંચ આપ આથી આવા કામમાં કાર્ય કુશળ માલણે સાગાનાં હાથમાં હીરાકંઠી અને સુરાના હાથમાં મોહનમાળા પકડાવી એટલે સાંગો તથા સુરો જેમ તેલમાં માખી ડુબે તેમ ચુપ થઇ ગયા.

દોહરો.

માયા વડી મોહની, જેના વજરના ગાળા;
સાંઝો કહે સજ્જવાળા, કાંઈક ચડયાને કાંઇકપાળા.

શુરે જશોદા માલણને કહ્યું "તમે તો અગીઆરાગણો આગે આગે ગોરખ જાગે આવું શુરાનું બોલવું સાંભળી માલણ દાદરના પગથીઆં ચડવા લાગી તેને જોઇ બુમના રાણી બોલી.

દોહરા.

ખડ ખુટયાં ઢોરાં વસુકયા; વાલા ગયાં વીદેશ;
અવસર ચુકી મેવલા વરશી કાંઉ કરેશ.

જશોદા વાલાના વીયોગથી હવે તારો શ્રમ આ કામ લાગે તેમ છે.

સોરઠો.

બીછડાને નહી બેશ ઉપસોગો અવની તણા.
આદેશને આદેશ; દાદુ દીલ દુરે કર્યો.

એટલે હવેથી બીજો હુકમ ન થાય ત્યાં સુધી તારે આ વસંત વીહાર લાવવો નહી. આમ દીલભંગ થએલ રાણીના બોલ સાંભળી, જસોદા જરા હશીને બોલી—

સોરઠા.

મહાયે તેતો ચહાય, દહતા હોય જો દીલ વીષ;
અમાર ગોથાં ખાય અલખ કળાને આંબવા,
( મહીના) ( મે ) પપૈયા )
અચુક વીતે આઠ; આવે પ્રેમી પોકારથી;

( દિવસ )

નહીતો ત્રણસોસાઠ દાડુ વીતે દોહીલા.

આમ કહી છાબ નીચે મુકી માલણના માર્મિક બોલ રાણી બુમના સમજી ગઈ તેથી તેને ખુશી થઈ એક સુહાગો ઇનામ આપ્યો તેલઇ ચાલતીથઇ.

માલણ ગયા પછી રાણી બુમનાએ છાબમાંથી જેવો શણગાર ઉંચો કર્યો કે અંદરથી છેલજરાર ઉભો થયો તેવીજ તેને રાણિ બુમના જેમ ચંપા સાથે નાગરવેલ વીંટાય તેમ વળગી પડી અને હાસ્યમાં મૃગતમાસીનું સગપણ દરશાવા લાગી.

રાગ હીંછનો.

તું મારો તું મારો તું નણંદલવીર
તું મારો નાનો ભાણેજડો;............ટેક.
તુથી જુદાઇ ઘડી જુગની જણાયે,
કેમ ધરી શકાય ધીર.........તું મારો.
તુજ વીણ ભાણેજડા સેજલડી સુની,
નેણે સુકાય નહી નીર...........તુ મારો.
તાલાવેલી મને તનડામાં લાગી,
શાંત કરોને શરીર.............તું મારો.

દાશી લવીંગા બારણા આડી શક નાખી પીઠ દઇ પખાની દોરી ખેંચવા લાગી પછીનીતો વાતજ શી કથવી? એકાંતમાં અંતર ઉભરા અને પ્રેમ અષ્ટાષ્ટકજ હોય ને ?

દોહરો.

ગાભે લોથે બાજરો, પેલવાડની જાર;
મોસર ફુંટતો માત્રવો, હૈયા ઉઠતી નાસ

"કેરી કમળ ને કામની અધધડી અબખે હોય" અનંગરંગ રમ્યા પછી ચોપાટ રમવી શરૂ કરી, પોબાર કચ્છાબાર પડવા લાગ્યા. બુધમાં બે હાથે રંગડા સોની પેટ્વર એમ અનેક રીતે બુમનારાણી ની સોગટી હાવમાં આવે છે છતાં છેલજરાર જતી કરવા લાગ્યો એથી રાણી બોલી:—

દોઢીયો.

કંકુ વરણી કાયા કંથજીરે કંથજી,
અને કાંઇ હાથડીયામાં પદમ—લો.
હાથે ચડીરે જરવા સોગઠીરે સોગઠી,
કેમ ? મારતા રાખોછો શરમ—લો.
હંસલી હીલોળેલ જરાર બુમનારે બુમના.

આવા પ્રેમ ભરેલા પ્રશ્નનો જરારે જોઇતોજ જવાબ આપ્યો.

દોઢીયો.

કાચી સોગઠી કેમ મારીએરે મારીએ,
વળી કાચા સંગે રમનાર—લો.
કુડે કલંક બેસે કુળમારે કુળમાં,
ગોરાં ગણો શું અમને ગમાર—લો.
હંજડા હીલોળેલ જરાર બુમનારે બુમના.

આ સંબોધનથી રાણી બુમના જરા શરમાઇ નીચું જોઇ બોલી:—

દોહરો.

(મહીના) (વગ્ગ) (સોળ)
બાર સતીકો એક પતી, નવસપ્ત ભયે ભોગ્ય;
આપ મીલેહો ચતુરપીયા, તો રસમેં ન્યુન ક્યાહોય!

આમ પ્રેમ સંવાદ અને પ્રેમ રમતમાં આ જોડું આનંદ ભોગવે છે અને અહીઆ બીજી તરફ સાંગા સુરાને વિચાર થયો. "મન ચંચલ છે અને ધારે તો એક પળમાં પૃથ્વીની પ્રદક્ષિણા ફરી વળે" માળણને જવા દેવા પછી તુરત મન તરંગ ઉછળ્યા "ન જાણે જાનકી નાથ પ્રભાતે કિં- ભવિષ્યતિ" અને વિચાર ફર્યા એટલે સાંગે સુ- રાને કહ્યું કે, "મૃગતમાસીને આ વાતથી જાણિતા કરવા તે એવી રિતે કે "ડાંગ ભાંગે નહી ને સર્પ મરી જાય" નહીતો જગતની આપણે માથે કેણી રહી જશે કે, "આંધળા દળે કાં ગાય એનાથી ચો- કી શુ? થાય" આ ભાઈની કહેલી વાત સુ- રાને બરાબર યોગ્ય લાગી તેથી તે સાગાને ત્યાં ચોકી ઉપર રહેવા દઇ પોતે મૃગતમાસી પાસે આવ્યો અને કહેવા લાગ્યો.

દોઢીયો.

પાકયાં ટીડોરાં ઝુમખ્ખાં ઝુલેરે ઝુમખાંઝુલે,
એનો વેડનારો ચોર કચોર—લો.
મૃગતમાસી તારા મહોલમારે મહોલમાં,
આજે માળા ઘાલે છે મોર—લો.
કરીયે ખબર કલંક કારણેરે કારણે.

"હર્ષ શોકની કુદરતેજ ખબર પડી આવેછે" હુવો હસમો વેદ સમજે છે તેને સાલે" આ ચોર કચોરની સુરાની યુકિતથી મૃગતમાસીના છેલ જરાર અને બુમના રાણી વચ્ચેના શકને ટેકો મળ્યો અને ચીતમાં ચટપટી લાગી.

## દોહરો.

તુલસી રેખા કરમકી, મીટા શકે નહી રામ;
મીટાવેતો વિલંબ નહી, સમજ કીયો હે કામ.

કર્મ યોગે કથુરા પણ મામીજીને મળવા આવેલ તે પણ સુરાની સમસ્યાને પામી ગઇ. એટલે મામીજીને આડું અવળું સમજાવી. પોતે ઘરે જતાં રસ્તામાં દાશી મંજુઘોષાને કહેવા લાગી કે તું ચંદનવાડીએ જા અત્યારે ઠાકોર ત્યાં બુમના પાસે હશે તે ઇષ્કના આંધળાઓને ચેતાવીએ "ચોમાસાના વકરેલ કુવાના દેડકા મહાસાગરની મોટાઇને જાણતા નથી" મામાજી ત્યાં ગયા તો ભુંડું થશે.

આ હુકમ થતા ચતુર મંજુઘોષા ચંદનવાડી નજીક જઇ કહેવા લાગી:—

## દોઢીયો.

કરલો અમારો કુલક્ષણોરે કુલક્ષણો;
એતો છુટો મેલ્યો નવ જાય—લો.
સાકર મેલીરે બાઇ સીંધનીરે સીંધની;
એતો ગોળ હાટોડા ખાય—લો.
જીર જરવાનો રાણી બુમનારે બુમના.

આવો અણચીતવ્યો માર્મીક અવાજ આવતાં રંગમાં રત થયેલા છેલજરાર અને રાણી બુમના ચમકયા. અને અવાજ બંધ પડયો અવાજ ઓળખ્યો અને છેલજરાર બોલ્યો કે—આ બોલવું કથુરાની દાશી મજુઘોષાનું છે માટે આથી એમ સમજાય છે કે કાંઇપણ ગડબડ હોવી જોઇએ.

આવું કારણ બુમના પણ સમજી હતી તેથી તેને ન ગણકારતા પ્રેમની ધુનમાં અટારીમાં આવી અન્યોક્તિથી ઉતર આપ્યો—

દોઢીયો.

પીળી લીલી પાંખનો ભમરલોરે ભમરલો,
એ તું ભમરો મુઓ નવ જાણ—લો.
ફુલમાં ફસાણો છે તે ફાંકડોરે ફાંકડો;
છુટો પડશે ઉગમતે ભાણ—લો.
સવારે આવશે તેનો સાયબોરે સાયબો.

આવો જવાબ દઇરહ્યાને હજુ ઘડીતો વીતીનથી ત્યાંતો મહેલના ચોકમાં ચાકર નફર ખમા ખમા કરવા લાગ્યા. તેથી રાણીએ છેલજરારને છુપાવવા ગોઠવણ કરી ઉતાવળથી પોતાની પેટીમાં પુર્યો અને દાદરાના પગથીએ મૃગતમાસી કટકટ ચડવા લાગ્યો " ધીરજના ફળ અને ઉતાવળના પાળીયા ચીથરાનો તોપણ ઘણી આવી અથરાઇમાં છેલજ-રારની પાઘડી મેજ ઉપર પડી રહી મૃગતમાસી આવી હીંડોળાખાટપર બીરાજ્યા રાણી બુમના પણ પાસે નીચે ચાકળો નાંખી બેઠી. " તન મારૂં તારી પાસે મન મારૂં ઓટે, કાળજાની કોર મારા ખાટા નીચે લોટે " એ રીતે ઉપર મને મૃ-ગ તમાસી સાથે વાતો કરવા લાગી.

" જેવો વિચાર તેવો ઉચાર " બુમનાની ઉ-પરની મીઠી વાતોથી મૃગતમાસીનુ મન જે કાર-ણે અહીં આવ્યા હતા તે ભુલાણુ નહો ઓછામાં પુરી છેલજરારની પાઘડીપણ મેજ ઉપર પડેલી

નજરે જોઇ તેમજ સુમમાના શરીર ઉપર પુરૂષ સંગના ચિનહુ પત્યક્ષ જોયા તેથી ગુસ્સે થઇ બોલ્યો—

દોઢીયો.

સેજ ચોળાણી રાણી ફુલનીરે ફુલની;
અને દીસે ઉઝરડા તમારે અંગ—લો
કોની પડીછે કહોને પાઘડીરે પાઘડી.
કોથી રમ્યા રાતડીએ રંગ—લો.
સાચું બોલોને રાણિ બુમનારે બુમના.

રાણી પાઘડી જોઇ ખસીઆણી પડી તો ખરી પણ બેધડક રહી જવાબ વાળ્યો.

દોઢીયો.

બની પુરૂષ બાંધુ પાઘડીરે પાઘડી;
આજે અશોશી હતી મારે અંગ—લો.
ચોળાણી આળોટે રાજ સેજડીરે સેજડી.
રમતા રાતે દાશીથી રંગ—લો.
દીનડા વીતાવું એમ દોહીલારે દોહીલા.

આ જવાબથી મૃગતમાસી સંતોષ પામ્યો નહી અને રાણીને તીરસ્કાર યુક્તીથી કહયું રાણીજી ફેફાં ખાંડો નહીં ? તમારી પાસે છેલજરાર અત્યારે નકી હાજર છે આ પાઘડી છેલજરાર-નીજ છે આ ખરી વાત યુક્તીથી ખોટી પાડો છો હવો આ પાઘડી ફરી બાંધો જોઇએ " એમ કહી ક્રોધથી પાઘડી વીખી નાંખી.

રાણી વીમાસણમાં પડી પણ સમયસુચકતા

બાપરી હસીને રાજાને જવાબ દીધો " હજુર મારે આપની પાસે નીર્લજ થવું ઘટે નહિ તમારી થોડી અદબ રાખવાની જરૂર છે માટે આપ દશેક પગથીઆ દાદર ઉતરી જાવ એટલે હું પાઘડી બાંધી બતાવું છું.

આથી ભોળા દીલના મૃગતમાસી બોલ્યા ઠકરાણાં તમો કહોછો તેમ અમો કરીએ છીએ જોઇએ તો ખરાં કે તમારી કેવી ઠગાઇ છે.

દોહરો.

" ત્રીકમ ત્રીયા ન ધીરીએ, મર શીર કાકીને દીએ
" મદી કીનારે રૂખડા, કદી સાંચે કદી સમુળા લીએ.

એમ કહી દાદરા નીચે ઉતર્યા એટલે દાશી લવીંગા બારણા આડે ઉભી રહી અને બુમનાએ પાઘડી પટારામાં છેલજરારને આપી. તેથી જેવી હતી તેવીજ પાછી બાંધી આપી તે ટેબલ પર મુકી અને મૃગતમાસીને ઉપર બોલાવ્યા તેણે પાઘડી જેવીને તેવીજ દીઠી આથી પણ શક ગયો નહી એટલે વીચાર્યું કે " જમ વીના છોકરા મરશે નહી" એમ ધારી ખરા વીશ્વાસ પાત્ર ઠેબાને નવમી ચોકીએ રાખવાનું મનમાં નકી કરી ગયા મરગતમાસી ગયા બાદ છેલજરારને પટારામાંથી બહાર કાઢયો અને તેણે પણ રજા માગી ત્યારે રાણી બુમના દીલગીર થઇ બોલી.

દોહરો.

( જીવ )
વાલા થશે વીજોગ જો, વા'લો તજીશ જેહ;
( રાજ )
કરગર રહો કંથજી, સમજીશ મળીયું એહ.

છેલજરારે કહ્યું—" પ્રેમીલા હાલ રોકાવું એ જોખમ ભરેલું છે " " કદિ તમારા કહેવા મુજબ ધરણીધરે ધાર્યું હશે તો ' હું પણ—

## સવૈયા.

દેશ અને વિદેશ મહી, બાગે બંગલે બગીએ ફરશું;
નીરખી કદી નારી નૌતમને, વહાલ થકી તેને વરશું.
ઘણા હર્ષ થકી કરી નાત વરા, પ્રીય પુત્રના વીવાહ આદરશું;
દેહ પ્રાણ દાદુ છે ત્યાંહ સુધી, ચીત શોક સંભારીને કરશું.

## દોહરો.

પીડા કર છે પ્રીતડી, પ્રેમીને છે પીછાણ;
દીપકમાં જાણે દાઝવું તોય ખોવે પતંગીયા પ્રાણ

પણ આ ઘડીએ તો દુર રહેવું દુરસ્ત છે કારણકે

## દોહરો.

દારા આ તન એક છે, કાયા જુગલ જણાય:
દુરી જનથી ડરતા રહે, સુજન ચતુર સદાય.

રાણી બુમના સંકટ પરાજય પામી બોલી " ત્યારે પ્રીતમ હવે ફરી દર્શનનો લાભ કયે દીવસ થશે ? તેને જવાબ દેતા જરારે જુદા પડતા કહ્યું.

## સોરઠો.

વીસે દીનો વહાડ, આઠે દીને આવશું;
અકસ્માતની આડ, ઇશ્વરને આધીન છે.



( કુકર્મરે કામી શું ન કરે એ રાગ )

જોઇ ગગન પયો ધરરે મન ચડયું અતિ ભ્રમણે ટેક

ધનન ધનન ધન અતિ ગરજે,
ચપળા ચમકારે ચીત લરજે;
અંધકાર નીરખી નજરે,
મન ચડયું અતિ ભ્રમણે.— જોઇ૦
શારદ બપૈયા તણા શોરભરે ઉર,
ઝીલી જુથ જગનુ તણા અતિ શુર;
દાદુર રવ દીલભરે,
મન ચડયુ અતિ ભ્રમણે.— જોઇ૦
પ્રચંડ પ્રભજંન તણું આગમન,
શાંત્વનતાનું કરે ઉલંઘન;
શત્રુ થઇ સંચરે,
મન ચડયુ અતિ ભ્રમણે.— જોઇ૦
દંપતી ગણ સૌ પાવસ સુખલે,
વામા વીરહી અતિ આરત સહે;
રતી પતિ વ્યથિત કરે,
મન ચડયું અતિ ભ્રમણે.— જોઇ૦

દોહરો.

ગીરીવર મોરા ગેકીયા, તરૂવર પાલવીયાં;
સૃષ્ટિ બની શોહામણી, એથી સજણ સાંભરીયાં.

દીવાસો સૌ પર્વનો માસો આજ દીપ પુજનનું જીવૃતનું જાગરણ હોવાથી કેરાકોટની શેરીએ ને ગલીએ ઉત્તમ વર્ણની શોભાગ્ય સુંદરીના કંઠથી.

### રાસડો.

વટ સાવત્રી વૃત આજ પુરણ કરીએરે
ધરી કુમકુમ અક્ષત હાથ ફળ તો ધરીએરે.

### રાસડો.

સધયર સુખકર સંસાર શિયળ ભૂષણ સજીએ;
એ વિણ નિગુણાં, નરનાર તનમનથી તજીએ.

— આવી નીકળતી ધ્વની છેલજરારને કાને પડી નિદ્રામાંથી ચોકી ઉઠયો પલંગમાં પડયા પડયા નીદ્રા ઉડી ગઈ અને મનમાં અવનવા વિચારો આવવાથી મસ્તક ધુન થયું અને ચેન નહી પડવાથી પલંગ છોડી ઉભો થયો અને જમાના અનુસાર છેલાઈનો ફાકડો પોષાખ શરીર શોભતો સજી તયાર થયો. વીજળીના ચમકારાથી પ્રકાશતો હતો તેથીં બારીમાંથી જણાઇ આવતું હતુ કે ઘડીક પહેલા વરસાદ એક બે રેડી આવી ગયો હતો છતા હાલ એકસપણગી ધીમો ધીમો ગરજના સાથે વરસે છે તેથી પહેરલ પોશાખના રક્ષણાર્થનું સાધન ( છત્રી તથા એક વરસાદ ઉપયોગી સરસ ફાનસ સળગાવી લઇ સાથે લીધું અને જાગરણની રાત્રીના રસના જોવા નીસરી પડયો.

### દોહરો.

મેળો મોહરમ નોરતાં, ચોથું સમો વરસણ;
જાગરણ જોવા જાય છે, ઝાઝા જારી જન.

તે શેરી ચોટા ગલી કુચીઓ ફરતો ફરતો

શેહેર બહાર નૌલમપરામાં આવી પહોચ્યો અહી આતો ઉચ્ચકાઓને ઉતેજન આપનારીઓ રહેછે ત્યાં કાંઇ " કાગડાના મુખમાં રામ હોય નહી " તેથી તેઓ પોતાની લાયકી પ્રમાણેજ ઢોલકના તાલ સાથે ગાઈ રહી હતીઓ.

રાસડો.

સાંકડી શેરીમાં છેલ સામો મળ્યો મુને.
ચમચમ જોડા વાળો—ભોરીંગડો.
લેને ભોરીંગડો લેને ઝીંગુવો.

દોહરો.

પરકીયાના પ્રેમમાં, ખરી છે ખવાસણ;
કર્ણ ટુંકા નહી પૂંછડું ચતુર્થ નથી ચરણ.

આ આવાજ તે આવવાના સ્થળ તરફ છેલજરાર વળ્યો અને ત્યાં પહોચ્યો એટલે રાસડો પુરો થયો પણ અહીઆતો ઘણી છટકેલીઓના યારો છકેલ થઈ ઉભા હતા તેઓના હાથમાં ધોકા લાકડીઓ ડાંગો વીગેરે હથીઆરો હતા તે ઉભેલી રાંડાને " જા કાગડે ધુડ ધેરા " માફક ચારે તરફ વીંટળી ઉભા હતા. ત્યાં છેલજરારે લાલ લીલા પીળી દિવાળીઓ સળગાવી સૌના મોઢા જોવા પ્રયાસ કર્યો તેની તરફ સો ચીડાઇ પણ કહે શું જોવે છે તો તે તો રાજા મુગતમાસી નો ભાણેજ છેલજરાર નિસર્યો તેથી તેઓ સો બીચારા ઉલટા " આવો ભાઈ પધારો " માન આપ્યું કદી કોઇ બીજો નબળો પાતળો હોતતો એક

બીજાના તોલા રંગાઈ જાત પણ આથી તો ઉછા-
છળીઓના અંતર ઉભરાણા;

રાસડો.

કેવડાના છોગા મેલીને મુને છેતરી,
કેવડો રાજ દરબાર.
મારૂં મન મોહ્યું છબીલાને છેડલે.

બેત.

એક નુર આદમ હજાર નુર કપડા;
લાખ નુર જવેર, કરોડ નુર નખરા.

પણ છેલજરારનું મન આથી વધારે વ્યાકુળ
થયું અને યાદ આવ્યું કે—

દોહરો.

સજન મીલાપી બાત હે, તાલી મીત્ર અનેક;
જીન દેખે છાતી ઠરે સો લાખનમેં એક.

એટલે બુમના રાણીની પ્રીત યાદ આવી અને
પોતાની પાસેનું ફાનસ કોઇને આપી દઇ એકલાએ
ચંદનવાડીની રાહ લીધી. "પ્રેમી પ્રેમપાત્ર મેળ-
વવા કયાં સુખ દુખ ગણે છે" આવી અંધારી
મેઘલી રાત્રીમાં વરસાદના પાણીથી ભરાએલા
ખાડા ખબોચીના દેડકાં તથા તમરાના ભયંકર
અવાજ અને ઉડતા આગીઆના ચમકારા વચે
થઇ ચંદનવાડીએ પહોંચ્યો પણ અહીઆ બાઇ
દેખાની ચોકીમાં પરંદા પર મારી શકે નહી ત્યાં
જરાર શી રીતે ફાવે તોપણ ભાવી પ્રબળ છે

કિલાની બાજુમાં એક તાડનું ઝાડ હતું તે યાદ આવ્યું અને અનુમાન્યું કે તે ઉપરથી મહેલના ઝરૂખામાં જવાય ખરૂં તેથી તે ઉપર ચડયો અને તાડને ડોલાવા લાગ્યો તાડના ડોલવાથી તેના પાંદડા પવનના ઝપાટા કરતાં પણ વિશેષ ખખડવાથી સ્વાભાવિક રીતે ચોકી કરતાં ઠેબાનું ધ્યાન તે તરફ વળ્યું તો ત્યાં વિજળીના ચમકારામાં પોતાના ભાઇ છેલજરારને તેના ઉપર ચડેલો જોયો એટલે જો પડકારેથી ફજેતી ના કરે તેમ ન કરતા સમસ્યાથી બોલ્યો—

## દોઢીયો.

ઉચી તાડીરે જીતવા વધે ગઇરે વધે ગઇરે;
એતો વાયે ઝીકોળા ખાય—લો.
કરલો વળાભે ઘણી કોટડીરે કોટડી;
પણ પવન પાછેરો થાય—લો.
૫૮ ફુટ ઓખરીઆ બોતડારે બોતડા.

આવું ઠેબાનું કહેવું જરારે ધ્યાનમાં ન લીધું અને મહેલના જરૂખામાં ઠેકી ગયો અને રાહ જોતી બેઠેલી બુમના રાણીને પલંગ ઉપર ભેટયો.

## દોહરા.

સજન પધારી સાકડી, તોજ સુતાનો સ્વાદ;
હૈયે હૈયું મેળવે, જેમ લોઢું મેળવે લુવાર.
આથી ભાઇ ઠેબાને તને બહન લા લાગી.

## દોહરો.

સારેકે સત સલામ, નરસે કે ડોઝી;
નરસા નોગ્ય જગતમે, તો સારા સંભર કી.

ચાડીયો ચાડી ખાવા તૈયાર થયો ઘણી વખત મગતમાસીના કાન ભંભેર્યા પણ તેણે માનેલ નહી એથી પોતાની નાનીમા પાસે જવા વીચાર કર્યો પરંતુ મુરખના મનમાં આવ્યું નહી કે—

## દોહરા.

સ્ત્રી ધનથી સાંપડે, પુત્ર સંયોગે હોય;
માનો જાયો ના મળે લાખ વીમાસે તોય.

તેથી નાનીમાને લઈ ચંદન વાડીએ જવા નીસર્યો.

છેલજરારે રાણી બુમનાને ભાઈ ઠેબાએ આ હકીકત જાણી છે તેથી હાલ અહીઆ ઝાઝીવાર ન રોકાવાનું કહી રજા લીધી અને દાદરાના પગથીઆ ઉતરે છે ત્યાં સામે આવતા નાની મા મળ્યા અને કોપાઈમાન થઇ કહેવા લાગ્યા.—

## દોઢીયો.

ઉજાગરે ઘેરાણી તારી, આંખડી રે આંખડી;
બહેકે અતર કસ્તુરી અંગ. લો.
રમ્યા રજની ભાણેજ, કેની મેડીએ રે મેડીએ;
રમ્યા કઇ રામાથી રંગ. લો.
જરવા લજીવા તારી જાતડી રે જાતડી.

છેલજરારને નાનીમાના બોલવાથી ગુસ્સો ઝાલ્યો રહ્યો નહી અને મનમાં કહેવા લાગ્યો કે “ છાશ લેવા જવી ને દોણી શું સંતાડવી ” માથે આવ્યું મોત ને આવળ શું ચાવવી એટલે બેધડક થઇ જવાબ આપ્યો—

દોઢીયો.

કેસર ગુલાલને કુમ કુમ રે કુમ કુમે
કર્યો બુમનાએ લાલ ગુલાલ. લો.
રમતાં રંગે વિતી, રજની રે રજની;
ખુલુ થાશે તે રહ્યો નહી ખ્યાલ. લો.
નહીતો નાની મા છાનું રાખતે રે રાખતે.

આમ બોલતો જરાર હજુ અટકયો નહી ત્યાં તો માતુશ્રી કહેતા આવવાથી રાજા મૃગતમાસી ક્રોધે ભરાયેલો હાથમાં ખુલી તરવાર લઇ આવતા જોઇ જરારે રોબારા ગણ્યા એટલે મૃગતમાસી તેની પાછળ દોડયો પણ કોઈ રીતે ફાવ્યો નહી તેથી પોતાના કાંડા કરડતો માખીઓના સાવજ માફક બળ પછાડતો બોલ્યો.

દોઢીયો.

બાળ બેનીના બચ્ચાં, નાગના રે નાગના;
પરવશયા મેં પાઇને દુધ. લો.
કંસ મારતો દેવકી, બાળને રે બાળને;
કાન જન્મે રહી નહી શુદ્ધ. લો.
ભુંડું કરનાર, ભાણેજડા રે ભાણેજડા.

દોહરો.

કંકર તો શંકર ભયે, કિંકર ભયે હે શ્યામ;
કલી કાળકી એ ગતી. કહાં પાવે અભિરાંમ.

આમ તે બબડે છે ત્યાં આગળ રાણી બુમના એ આવી શાંત પાડવાના હેતુ એ કહ્યું કે–" રાયજી છેલ્લજરાર અહીઆ વણ તેડાવ્યે આવ્યો નહોતો પણ મારા બોલાવ્યાથી આવેલ હતો; તેથી તેના ઉપરનો ગુસ્સો જે ઉતારવો હોય તે મારીજ ઉપર ઉતારો કારણ કે તેમાં મુખ્ય ગુન્હેગાર હુંજ છું "

રાણીના આવીરીતે અચાનક પ્રેમભર્યા દેખાતા હૃદયથી બોલેલાં બોલ સાંભળી અગતમાસી પ્રેમ લુબ્ધ થઇ નરમ પડેલા જુસ્સાથી બોલ્યો પણ એ નીમકહરામ નીરલજને અહીઆ બોલાવવાનું પ્રયોજન શું હતું તે જાણવાની મારે અવસ્ય જરૂર છે.

દોહરો.

નમે નમે મે ફેર હે, બહોત નમે નાદાન;
દગલબાજ બમણા નમે ચીતા ચોર કમાન.

રાણી બુમના પ્રેમજાળ પાથરી વધારે નરમ પડવાના હેતુથી સમય સુચકતા વાપરી જવાબ આપ્યો કે " આજ મારે ગૌરી પુજન પુરૂ થયુંછે તેથી તેના ઉજવવા સારૂ " સો બ્રાહ્મણ જમાડીએ અને એક ભાણેજ રીજવીએ તે બરાબર છે એમ ધારી આજે તેને ખુશી કરવા માટે દાશી લવીંગા સાથે બોલાવ્યો હતો દરમ્યાન આપ તથા માતુશ્રી રોશભર્યા પધારો છો એવું તેના જાણવામાં આવ્યું તેથી તે ભાગી ગયો હોય એમ હું ધારૂં છું "

સોરઠો.

બોલી સુણતા બાન બને, નીરખે માને લાડ;
તો કેમ હશે નહી હાડ મળી નેન નચાવે નાગરી.

આવા વચનથી પ્રેમા આધીન થઇ છેલજરારને મારવો ભુલી જઇ લગ્ન સામગ્રી તૈયાર કરવા સારૂ મરઘતમાસી પાછો ફરી રાજમહેલમાં ગયો.



ઠેબાની દેખરેખ નીચે તળાવના કીનારે બેવડી કનાતો નંખાવી ભીડભંજનવાળે આરે મોટા સમી યાણામાં ગૌરીપુજન ઉજવવાની સામગ્રી સાથે લગ્ન સામગ્ર તૈયાર રાખી હજુ સૂર્ય નારાયણના કીરણ આ દોરંગી દુનીયાપર પસર્યા નથી એટલામાં રાણી બુમના દાશી લવીંગા સહીત રથમાં બેસી આવી પહોંચ્યા "દરેક સ્ત્રીઓ ઉકરડે ઓરીયો ધુળખાણે આધીઓ અને નદીએ લાગીઓ" એ કહેવત સુજબ રાણી બુમના આછુ ચીર પહેરી તળાવમાં ન્હાવા લાગી બુરામા બુરી એકાંત ઘી કઠણ પણ અગ્ની ઉપર પીગળે એથી આ ચંદ્રવદની બુમનાને જોઇ ઠેબાનું મન ચલીત થયું ને બોલ્યો—

દોઢીયો.

દેબા જેવારે મામી ઠાકરારે ઠાકરા;
જોયો જરવો અમારો ભાઇ લો.
તેમાં મોયાં શું રાણી બુમનારે બુમના;
એતો જોડ કજોડ કહેવાય લો.
કરીએ આવોને જરીક ગોઠડીરે ગોઠટી.

આ ભાભીજી કાંઇ ભોળા નહોતા કે દેર ભેળાં સુઇ જાય" બુમના સમજીકે "આ મેડકીને પણ જુખમ થયું" માટે આકડાની દેવીને ખાસડાની પુજા કરવી ઘટે એમ ધારી ઠેબાને જવાબ આપ્યો કે—

દોઢીયો.

ઠેબા તું જોવા મારે ઠાણીયારે ઠાણીયા
ભરેપર ઘેર રહીને પેટ--લો.
મોઢુ મોરી જોગ તારૂ મુરખારે મુરખા;
ફાટી મુવા છો હયા ફુટ--લો.
હંજડા જરવોને મારૂઇ બુમનારે બુમના.

"સાચું કહ્યું સગી માને પણ ગમે નહી" પણ આ બુમનાના બોલથી ઠેબો રીસે ભરાયો નહી પણ દીમાકથી કહ્યુ કે મામી તમો માનતા નથી તે મારી પોતાનીજ ભુલ છે કારણ જે--

ધુચ'ગીયો.

આંબો ઉગ્યો ઉંબરમાં, તે વખતે વેડાણો નહી,
પરદેશે જઇ પાકયો, તે શાખની સાથર રહી,
શાખની સાથર રહી તે શાચી;
એવી ખબર હોતતો કેરી વેડત કાચી,
ખાંતેથી રસ અમે કાઢત સહી
આંબો ઊગ્યો ઊબરમાં, તે વખતે વેડાણો નહી.

'પરંતુ તમો પાણીમાં રહી મગરમચ્છીથી વેર બાંધી કયાં જવાના છો હવે આ જુવાનનો ઝપાટો જોજો કે જગાર અને તમારૂં શું થાય છે"? એમ કહી ઠેબો મુગતમાસી પાસે ગયો.

દોહરો.

સહાય કરે સૌ સબળને, નીરબળને નહી કોઈ;
પવનથી પાવક વધે, દીપક અંતજ હોય.

" ઇશ્ક કરો પ્યારો મતી ડરો ઇશી ઈશ્કમેં જરૂર સીતા રામ મીલે " છેલજગારને રાણી બુમનાના તળાવ ઉપર જવાના ખબર મળતા તે

પણ ત્યાં જવા નીસર્યો તેજ રસ્તે થઇ જતા ડેબાએ પણ જરારને જોયો તેથી તેને વીશેષ અગન લાગી અને જતા વારજ મૃગતમાસીને કહ્યું.—

દોઢીયો.

આબા મેપુમાં પાડો, માલતો રે માલતો;
કરે તળાવ માંહે તોફાન.— લો૦
શરમ મેલીરે સરવે, લોકની રે લોકની;
ગડમથમાં છે મસ્તાન.— લો૦
૯ ંજરો હીલોળેલ, જરાર બુમનારે બુમના.

આ વચન સાંભળતાંજ મૃગતમાસી મહા ક્રોધમાં આવી બોલ્યો.—

ઝુલણા છંદ.

માણીઆ વાતમેં તાહેરી સાંભળી,
ક્રરથી દુર સદાય રાખી;
નહી કદી હવે એમ કરનાર હું,
પ્રક કરૂં નીશ્ચે દ્રગે ઝાંખી.
દાઝ દીલે ઘણી આજ ચડી મને,
દુષ્ટ દગાબાજે ધર્મ ધોયું;
કામ કરનાર વ્યભિચાર એવા નરે,
સુ કહું નુર રજપુત ખોયું.

ડેબા આજે નિશ્ચય જાણજે કે રાણી બુમના સાથે જરારને જોઉ તો હવે પછી તેને તું જગતમાં જીવતો જોઈશ નહીં. ” એમ કહી માનાસાઈ મયાન બહાર કરી તાબડતોબ તળાવની પાળે જઇ પહોંચ્યો જુવે છે તો—

દોહરો.

વાયે હાલે વાદળાં, દરીયે હાલે વાણ;

સનકારે ચાલે સજણા, તેની જોડે ચાલે જુવાન.

જેમ સીંહલદ્વીપનાં આન સરોવરમાં હાથી હાથણીઓ રતી વખતે મસ્તી કરે છે તેમ છેલજરાર અને રાણી બુમના બરછીયાં પોટલીયા ધુબકા મારતા ડુબકીડાળ અને પાટુડીની રમતો કરી રહ્યા છે. તેવામાં રાણી બુમનાની નજર મૃગતમાસી ઉપર પડી તેથી જરારને કહેવા લાગી.

દોહરો.

આ રામ રામયું રાણા પરભવે પીછાણજો
ડાલરીયા દીલદાર સરગાપર છેટ નથી

પણ આપના શરીરનું રક્ષણ કરી ગમે તે પ્રકારે સટકી જાવતો પ્રીતમ બહુજ સારૂ.

આથી જરારે પ્રીતાવેશમાં ઉતર દીધો કે.—

દોહરો.

હું શા પ્રીત કાયકી, બીપત પડે ઉડ જાય,
આ સાચી પ્રીત સેવાલકી, જલ ભેલી સુકજાય

સર.

સબ કહેતેહે, ચાહ મુસ્કેલહે
સબ ગલત, નીબાહ મુશ્કેલહે,

મૃગ તમાસીએ મનમાં ધાર્યું કે આ બેશરમોને મારા આવવાની જાણ થઇ નથી તેથી ગુસે થઈ બુમનાને કહેવા લાગ્યો.

દોઢીયો.

રાણી પરેજ પરનરનીરે નરની,
અને એક પહેરી આછું ચીર, લો;
જળમાં રમોછો જરવા સંગમાંરે સંગમાં
જેથી સાફ દેખાય શારીર લો.

ભોળા બહોતેર પરીક્ષા આપનારે આપના.

વાવેતર બગડે વરસ બગડે, શાક બગડે દીવસ બગડે પણ સ્ત્રી બગડે ભવ બગડયો સમજંવો. રાણી બુમના બગડી બીજાની બની બેઠી પાસઠમી જોગણીએ બેધડક જવાબ દીધો.

દોઢીયો.

ચાંદો સુરજ ચડયા ગગનરે ગગને;
તેમ ભાણેજ મામી કેરી જાંગ. લો
કુદરતી નીયમ કોણ ફેરવેરે ફેરવે;
જુદા પડે શું? પાણી મારે ડાંગ-લો.
દરીયો ડોળેતે ડુબી મરશેરે મરશે.

આમ બોલતી બુમના તળાવ બહાર નીસરે છે એમ જાણી છેલજરાર પણ તેનીજ પાછળ બહાર આવ્યો એટલે ગુસ્સે થએલ મૃગ તમાસી ખુલીતરવા લઇ ઉભોછે તેણે છેલરાજને તે તરવાર મારી તેથી જનોઇ વટ ઉતરી ગઇ.

દોહરા.

ભાઇ મુવે ભવ હારીએ, બેની મુવે દશ જાય;
બાળા પણમાં મા મરે, તેને છ દશનાવા વાય.
કડવી હજો લીંબડી, શીતળ તેની છાંય;
બંધુ હોજો અબોલણે, તોય પોતાનિ બાંય.

"ઠીકરામાં પડયું પણ લોહી તપે" છેલજરારને મુવેલો જોઇ ભાઇ ઠેબાનુ હૈયું ભરાઇ આવ્યું તે મૃગ તમાસીને કહેવાલાગ્યો હે? ગોઝારા મામાએક નીચ રાંડની ખાતરભાણેજની હત્યા કરી જેથી તું ગળત કોઢમાં ગળીશ.

પુર્ણ ગુસ્સામાં શરીરે ધ્રુજતા મૃગતમાસીએ

ઠેબાને કહ્યું કે "તમો હીચકારાને મેં પરવશ કર્યા તેનો બદલો બેવફા કરી વાળ્યો તમો નીચથી શું સારા કામ થાય."

ઠેબો બોલ્યો "મામા અહંકાર રાજા રાવણનો પણ રહ્યો નથી ભલે તમો પુનમના ચંદ્ર જેવા ચળકતા છો તો હમો પણ બીજના તાંતણા જેવા છીએ માટે તમારે પાળીને પ્રાણ લેવા ઘટે નહીં" જુઓ--

દોહરા.

જલન બોળે કાષ્ટકુ, કહો એ કહાંકી પ્રીત;
અપનો સીંચ્યો જાનકે, સીચે ઉનકું નીત.
સીંચ્યો તબ તરૂવર ભયો, કાટયો તબભયો ઝાઝ
શીર ઊનકું ડુબાયતો, જાય બડુંકી લાજ.

આવા દયા ભરેલા બોલ ઠેબાના સાંભળી મૃગતમાસી ઉપકાર સમય અને અણ ઘટીત કર્મ કર્યાના વીચારમાં પડી જવાથી જરા શાંતતાથી બોલ્યો "ઠેબા કદી જરૂર નીરદોષ હશે, તોપણ અહીંઆ કોઈને નહી આવવા દેવાનો હુકમ છતાં રાજ આજ્ઞા તોડી તેથીજ તે સજાને પાત્ર થઇ ચુકયો હતો એટલેજ આ બનાવ બન્યો છે

ઠેબાએ જવાબથી મામાને વધારે નીશંક કરવા સારૂ સમય સુચકતા વાપરી કહ્યું કે--

દોહરો.

ધરતી રાજા રામકી, વામે અટક કહાં;
જીસકે દીલમે ખટક રહી, સોહી અટક રહા.

રોણું જોણું ને વગોણું, પારકું પીખણું ને જગનું દેખણું ત્યાં સો એકડું થાય સારી નરતી વાત

વા લઈ જાય છે એમાં ખરાબ વાત વેલી ફેલાય છે તેથી આમ અચાનક છેલજરારને મારવાની ખબર ગામમાં થઇ અને કેરાકોટની વસ્તી હુલકી તળાવ કીનારે માણસની ઠઠ જામી.

આ વખતે રાણી બુમનાએ કુળ મર્યાદા અળગી મેલી ખરા અંતઃકરણનો પ્રેમ દરશાવ્યો અને છેલજરારના માથાને ખોળામાં લઈ ભીડભંજન ભોળાનાથના દેવલ સામે બેસી વીલાપ કરવાલાગી.

સોરઠો.

અંતરની ગતી એક, ઈશ્વર જાણે આપળે;
આ જોઇ અંત વીવેક જરાર જીવે કેમ બુમના.
પીયર તજી પરદેશ, આવી આશ અદકી વરી;
પણ તરછોડી બાળેવેશ શું જાચુ ? જોઇએ જરારરે
ઉડણગઢમાં સ્નેહ, અણુ મીટ ઉપજાવ્યો,
વળી અહીંના સુખમાં છેહ, દેવો ધરે ન દુઃખ તણો

( રાગ સીતાજીના મહીનાનો. )

તોડી બાળાપણની પ્રીત; પીયુજીકા પરહરી;
વાલા વહાલી નહોતી હુ વાલ, વહાલા વાલી
શીદ કરી ટેક.
નિરધાર કરી કાં નાથ, જાઓ સોંપી જમને;
ખેયંકારી ભાસે બ્રહ્માંડ, તમવીના અમને-તોડી.
લાગે વસમો લેવો બેરાગ, અલખ પંથ અટપટો.
મારૂં જોબન બાળેવેશ, આંતે સાહે ખટરસો-તોડી.
સુઝે નહીં એથી સનમાર્ગ, અસાર સંસારમાં;
જાગી જણાવો ભેદ જીવન કંથ કીરતારમાં-તોડી.

સોરઠો

કરમતણી કથાય; કથવી કોની આગળે;

મરતાએ ન મળાય જીવનું ઝેર જરવા વીના.

વીલાપથી વજ્ર જેવા હૈયાવાળાનું હૈયું પણ શોકાર્તથી લરજ્યા વીના રહેજ નહી એટલે કે આ તળાવ કાઠાના શોભા આપનાર વૃક્ષ વીગેરે સાધંનનો શોકથી શાંતતા ધારી રહ્યા હતા એવા સમય માં આકાશ માર્ગે વૈમાનમાં બેસી દુનિયાની લીલા જોવા નીસરેલા ઇશ્વર પાર્વતીજી કેરાકોટના આ તળાવ તરફ થઇ જતાના દરમ્યાન આ રાણીનો વીલાપ સાંભળતાં જગત્ જનુની ઉંમયાજીને દયા આવી તેથી તે ભગવતીએ શ્રી મહાદેવજીને રાણી બુમનાના કષ્ટ નીવારણ અર્થે પ્રાર્થના કરી તેથી ભીડભંજન ભોળાનાથ પ્રશન થયા એટલે અહીઆતો

દોહરો.

ઉજડ કેડા ફીર બસે, નીરધનીઆ ધન હોય;
ગયા જોબન નવ સાંપડે, મુવા ન જીવે કોઇ.

એથી ઉલટું થઇ સાંબરાયની સહાયંની દયા થી પુષ્પ વૃષ્ટિ વરસી "આકાશ વાણી થઇ"

દોઢીયો.

અખંડ સૌભાગ્યરાણી, બુમનારે બુમના;
અને વળી નિર્ભય તારો જરાર. લો.
શત વર્ષરે કૈલાસ, આવશોરે આવશો;
નૌતમ લીલા માણો નરનાર, લો.
જીવ્યો જરવોજી તારો જાણજેરે જાણજે.

શેર

કુછ નહી હોતા, અલ્લા કે મંજુર હોતા હે;
બીગડી બન આતીહે, જબ ફ્જલે ખુદા હોતાહે.

"જેને રામ રાખેરે, તેને કોણ મારી શકે" જેમ કોઇ નીદ્રામાંથી જાગી ઉઠે તેમ છેલજરાર બડાક બેઠો થયો આ બનાવ જોઇ તળાવના કીનારા ઉપર ઉભેલા જનમંડળ રાણી બુમના અને છેલજરારના પ્રેમને ધન્યવાદ દેતા એકી સાથે બોલી ઉઠયા—

દોહરો.

બીકટ પંથહે પ્રેમકો, જાન્યો ગયો જગજીત;
જાન્યો પન માન્યો નહિ. ભુલ્યો દાદુ ભીત:

સાવધ થએલા જરારને બુમના કહેવા લાગી કે "પ્રીતમ મેં તમારા નામની કોરી ગાગેર પુજી ગોરી પુજન કર્યું તેનું ફળ મને મળ્યું લાગે છે અને તેથી અંતઃકરણથી એમ શાક્ષી ભુત થાય છે કે આપણી સનમુખ પણ અદૃશ ઉમાહર ઉભાછે માટે તેની પ્રાર્થના કરીએ.

છેલજરારે રાણી બુમનાના બોલને દીલથી સત્ય માની બને જણાદ્ધું ટણભેર થઇ મસ્તક નમાવી

ગીતી.

તારણતરણ સુખકરણ, અભરાભરભરણ ભય હરણ;
ઓં હરહરહર ગીરજાવર, નમીએ ચરણ.

આ સર્વ બનાવ જોતા ઉભેલા મૃગતમાસીને પોતાના દુષકર્મનો પશ્ચાતાપ થઇ વૈરાગ ઉપજયો એટલે જરાર બુમનાને કહેવા લાગ્યો કે " આ તમારા અડગ પ્રેમથી પ્રસન છુ તેથી મારે પેટ પુત્ર નહી હોવાથી આ કેરાકોટનું રાજ તમને સોંપુછું તે રાજ્ય વૈભવ સાથે રૈયતની સંભાળ

રાખજો" (રૈયતપ્રત્યે) અરે મારી સુજ્ઞ પ્રજા શાસ્ત્ર વાક્ય છે કે 'પંચ ત્યાં પરમેશ્વર" માટે તમોસૌ અહીંઆ આ વખતે એકઠા થએલા છો તેથી આ 'મારા હાથથી થએલી ભાણેજ હત્યાનું પાશ્ચિત શું પુણ્ય કરવાથી નાસ થાય તેમ છે તે બતાવો ?

મૃગતમાસી રાજના પાશ્ચિત કરવાના ઉમળકો જોઇ માયાળુ પ્રજા એકી સાથ ખરા અંતરના ઉભરાથી બોલી ઉઠી કે—

દોહરો.

૧ ૫ ૯ ૨ ૬ ૧૦ ૩
અન દાન જીન મેર્યાં દુજો વેર રામ;
૭ ૧૧ ૪ ૮ ૧૨
કાજ રાજ મહી સુર જને, હરઠોરપે સુધરે કામ

પ્રજા વાક્યને માન દઇ પોતામાટે તળાવ કીનારાપર સમીયાણામાં જે લગ્ન કીયા તૈયાર રાખેલ હતી તે સામગ્રીથી જરાર બુમનાનો હસ્તમેળાપ મરગતમાસીએ કરી આપ્યો ઉપરાંત શહસ્ત્રચડી કરી બ્રહ્મ ભોજન કરાવી જરાર બુમનાને રાજ દબદબાથી શહેર તરફ રવાના કરી પોતે સન્યાસ ધારણ કરી મ્રગતમસી હીમાલયે ગળવા ચાલ્યો.

દોહરા.

મળતા કીરતી પરમાથે, દાને દામ દહે;
દાદુ અનુભવ્યુ અંતરે રાખ્યે રાખ રહે.

## —સમાપ્ત.—

# જાહેર ખબર.

અમ ... પુસ્તકાલયમાં નીચેના પુસ્તકો તૈયાર
તમ ચ ... ચો ને તમારા મિત્ર મંડળને ભલામણ કરે
...ની પ્ર ... કરતાં હાલમાં દરેક પુસ્તકના ભા
પણ ઓછા રાખવામાં આવેલ છે.

## ૧ શિરોમણી ભજન સંગ્રહ

કિંમત છ આના.

## પદ્મણીની વાર્તા.

...મત ચાર આના.

## મારૂની વાર્તા.

...મત ચાર આના

...ત રામાયણ તદ્દન ગુજરાતી ટીકા
...રાતીમાં ખાસ અનુભવિ લેખક
...મા છાપવી શરૂ થશે. સારા ગ્લેઝ
...વશે. પુસ્તકના આગાઉ ગ્રાહ...
...પવામાં આવશે માટે પત્ર લખી

...ગાયણ પુસ્તકાલય.
...રેડ.—ભાવનગર.